# વિદ્યાચંદ્ર અને સુમતિ ભાગ ૧ લો.

(સચિત્ર સામાજીક નવલ કથા.)

કિંમત રૂા. ૨-૦-૦




લેખક.—

શાહ શિવજી દેવસિંહ મઠડાવાળા.



પ્રકાશક —

શ્રી શિવસદન ગ્રંથમાળા કાર્યાલય, મઠડા—કાઠીયાવાડ.

# કચડાતી કળિઓ

લેખિકા:-

સૌ. સરલાબાઇ સુમતિચંદ્ર

( મઢડાવાળા શિવજીભાઇનાં પુત્રવધૂ )

પ્રકાશક:-

શિવસદન ગ્રંથમાળા કાર્યાલય, મઢડા (કાઠિયાવાડ)

પ્રથમાવૃત્તિ　　　　પ્રત ૧૫૦૦

સંવત ૧૯૮૬　　　　સને ૧૯૩૦

મૂલ્ય રૂ. ૦-૫-૦ ( ટપાલખર્ચ જુદું )





મુદ્રક : મુદ્રણસ્થાન :

કેશવ. હ. શેઠ

ખડાયતા મુદ્રણકલા મન્દિર

ચાર રસ્તા, **અમદાવાદ**


## પુસ્તકો મળવાનાં ઠેકાણાંઃ—

૧ શિવસદન ગ્રંથમાળા કાર્યાલય, **મહુડા**–શીહોર થઇ (કાઠિયાવાડ)

૨ શાહ કુંવરજી દેવશીની કું., લુહારચાલ, **મુંબઇ નં. ૨**

૩ જે. એમ. પંડયા, પ્રીન્સેસસ્ટ્રીટ, **મુંબઇ નં. ૨**

૪ વર્ધમાન એન્ડ સન્સ, પાયધુની, **મુંબઇ**

૫ શા મેઘજી હીરજી, નં. ૫૬૬, પાયધુની, **મુંબઇ**

૬ શા મોહનલાલ રૂગનાથ, **પાલીતાણા** (કાઠિયાવાડ)

## લેખિકાના માતુશ્રી



ગંગાસ્વરૂપ દેવકાંબાઈ આણુંદજી.

(કચ્છ નલિયા નિવાસી સ્વર્ગસ્થ શાહ વમનજી હીરજી મોરાણાના વિધવા.)

કૃષ્ણ પ્રેસ. મુંબઇ ૨.

# અર્પણ

---

**પૂજ્ય માતુશ્રી દેવકાંબાઇ !**

**આ**પણી જ્ઞાતિમાં અને દેશમાં એવાં અનેક અજ્ઞાન માતા પિતાઓ છે, કે જેઓ સંતાનોને લાડ લડાવવામાં, વસ્ત્રાભૂષણોથી શોભાવવામાં અને વિલાસનાં સાધનો પૂરાં પાડવામાં પોતાને કૃતકૃત્ય માને છે; એટલું જ નહિ, પણ પૈસામાં સુખ સમજી શ્રીમંતોને ત્યાં પોતાનાં સંતાનોનો સંબંધ જોડવામાં ઇતિકર્તવ્ય માને છે.

**વહાલાં માતુશ્રી !**

આપને હું એવી પંક્તિમાં નથી મૂકતી; કારણ કે આપે કેળવણીની કિમ્મત કરી છે. પોતે ભણ્યાં છો અને મને સંયોગો અને સાધનોના પ્રમાણમાં ભણાવી છે. મારાં કમભાગ્યે પિતાનું સુખ હું નથી પામી; પણ એ ખોટ આપે જાણવા દીધી નથી. વિધવાવસ્થાનું દુઃખ હું આપના જીવનથી જાણી શકી છું અને અબળાઓની દુઃખી સ્થિતિ તો આજે ઘરઘર દેખાય છે.

મારા અંતરમાં સ્ત્રીવર્ગ માટે શું છે, તે આ કચડાતી કળીઓ રૂપી નાનકડી પુસ્તિકામાં આપ જોઇ શકશો. મારી બાલ્યાવસ્થાની આ પ્રથમ કૃતિ હું આપને સમર્પી પોતાને અહોભાગ્ય સમજું છું. તે આપ સ્વીકારી મને આનંદિત કરશો. લિ૰

આપની પુત્રી

**માનબાઇ** (સરલા)

---

# નિવેદન

લેખકો અને લેખિકાઓ પુસ્તકના પ્રારંભમાં કંઇક લખે છે; એ પ્રમાણે મારે, પણ કંઇક લખવું જોઇએ. એમ કોઇ કહેશે તો તેને હું કહીશ, કે પરાધિન ભારતમાં—કેળવણીથી બેનશીબ કચ્છ પ્રાંતમાં અને તેમાં પણ દબાયેલી છુંદાયેલી નારીજાતિમાં મારો જન્મ થયો છે. હું બહુ જ થોડું ભણી છું, કે જેને માટે હું શરમાઉં છું. જો મને સત્સંગનો યોગ ન મળ્યો હોત તો હું પણ મારી બીજી બ્હેનોની પેઠે ખાનપાન અને એશઆરામમાં સુખ સમજી અને પરનિંદામાં આનંદ માની મારૂં જીવન પુરૂં કરત; પણ મારાં પૂજ્ય માતુશ્રીની કૃપાથી એવા નિમીત્તોથી હું બચી શકી. અને પુસ્તકોનું વાંચન પેટ ભરી કરી શકી. અને તેને જ પરિણામે અબળાઓની દુઃખદ સ્થિતિ હું સમજી શકી.

પ્રથમ ઉપકાર માનું છું મારાં પૂજ્ય માતુશ્રીનો કે જેમણે મને ભણાવી અને વિશેષ ભણી શકું એવા સમાગમમાં રાખી. તે પછી ઉપકાર માનું છું મારા પૂજ્ય સસરાજીનો, કે જેમણે મને વાંચન-

ક્ષુધા જગાડી અને તેને માટે પુસ્તકો પૂરાં પાડી એ ભૂખ મટાડી. તે પછી 'શ્રી કચ્છી દશા ઓશવાલ પ્રકાશ'ના અધિપતિઓનો આભાર હું એટલા માટે માનું છું, કે તેમણે મારા વિચારો પ્રગટ કરવાની મને પ્રેરણા કરી અને મારાં લખાણો પ્રગટ કરી મને ઉ-તેજીત કરી.

જો મારી આ કૃતિ વાંચનારાઓને પસંદ પડશે તો ફરી લખવાનું મને મન થશે. તમને મારી પ્રાર્થના છે, કે ભાષા–રસ–અલંકાર–વર્ણન કે રચના તરફ નજર ન કરતાં મારા અંતરના ભાવ તરફ લક્ષ આપે અને હંસની પેઠે સાર ગ્રહણ કરી, મને પ્રોત્સાહન આપે એટલી પ્રાર્થના કરૂં છું. એક વખત પ્રત્યેક નરનારીએ આ નાનકડી પુસ્તિકા વાંચવા કૃપા કરવી. એમાંની વાતો કલ્પિત છે. ગુજરાતી–હિંદી–મરાઠી પુસ્તકોના વાંચનથી એ મારા અંતરમાં જન્મી છે અને વર્તમાનપત્રોએ તેને પોષી છે. એ સિવાય મારે કંઇ કહેવું નથી.

લિ૦

સૌ. સરલાબાઇ

# પ્રસ્તાવના

"પ્રસુતિની પીડા વંધ્યા શું જાણે ?" એ કહેવત પ્રમાણે મહીલાઓની મુશ્કેલીઓ પુરૂષો શું સમજે ? સ્ત્રીહૃદયને સ્ત્રીહૃદય જ પીછાણી શકે. એનો અનુભવ કરવો હોય તો આ 'કચડાતી કળિઓ' રૂપી નાનકડી પુસ્તિકા જરૂર વાંચવી. એનાં લખનાર સૌ. સરલાબાઇ સુમતિચંદ્ર, એ શા. શિવજી દેવસિંહનાં પુત્રવધૂ છે. તેમની ઉમ્મર માત્ર વીસ વર્ષની છે. તેમની આ પ્રથમ જ કૃતિ છે. પુસ્તકમાં બાર કલ્પિત વાર્તાઓ છે. તેમાં પ્રથમની બે વાર્તાઓ શ્રી કચ્છી દશા ઓશવાળ 'પ્રકાશ'માં પ્રસિદ્ધ થઇ છે. પુસ્તક સમાપ્ત થયા પછી પ્રશ્નોત્તરી અને યુવકો પ્રત્યેના બે લેખો જે આપવામાં આવ્યા છે, તે પણ સૌ. સરલાબાઇના લખેલા છે અને 'પ્રકાશ'માં પ્રસિદ્ધ થયા છે.

કચ્છી પ્રજામાં અને તેમાં પણ કચ્છી દશા ઓશવાળ જૈન જ્ઞાતિના મહીલાવર્ગમાં સૌ. સરલાબાઇ પુસ્તકનાં લેખિકા તરીકે પ્રથમ છે. જો પ્રજા તરફથી ઉત્તેજન મળશે તો એવી જ જાતનાં બીજાં પુસ્તકો લખવાનું એમને મન થશે. વાંચકવર્ગને વિનંતિ એટલી જ કરવાની, કે તેમણે ગુણદૃષ્ટિથી પુસ્તકનું વાંચન કરવું.

પ્રકાશક

# અનુક્રમણિકા

કચડાતી કળિઓ

લેખિકા



સૌ. સરલાબાઇ સુમતિચંદ્ર.

(મઢડાવાળા શિવજીભાઇના પુત્ર વધુ)

# કચડાતી કળિઓ

## ( ૧ )

## આદર્શ વિધવા[1]

છે વૈધવ્યે વધુ વિમલતા, બ્હેન સૌભાગ્યથી કૈં !
છે સેવામાં વધુ વિમલતા, બ્હેન શૃંગારથી કૈં !

**મ**ને સૌ વિધવા કહેતાં; પણ હું ક્યારે વિધવા થઇ તેની તો મને ખબર જ ન્હોતી. ક્યાંથી હોય ? તે સમયે મારૂં વય માત્ર ૧૦ વર્ષનું. એક દિવસ અમારા ઘરમાં ઘણી સ્ત્રીઓ તથા મારી મા વગેરે રડતાં હતાં. તે જોઇ મેં મારી માને પૂછ્યું 'બા! તમે બધાં કેમ રડો છો ?' ત્યારે તેણે ઉત્તર આપ્યો: 'બેટા! તારૂં નશીબ ફુટી ગયું, તેને રડીએ છીએ.' પણ આ ઉત્તરનો અર્થ સમજવા જેટલી બુદ્ધિ તે સમયે મારામાં ન્હોતી. કોઇ વાર તહેવારે જ્યારે મારી મા મને સુંદર વસ્ત્રાલંકારો પહેરવા ન આપે, ત્યારે હું રૂદન કરતી. મને એમ થતું કે મેં શો ગન્હો કર્યો છે, કે મને આમ ગુંગળાવી મારવામાં આવે છે !

જ્યારે મારાં માતાપિતાએ મારાં લગ્નનો 'લ્હાવો' લીધો, ત્યારે હું ફક્ત નવ વર્ષની હતી. પછી લગ્નને બીજે જ વર્ષે હું વિધવા બની—એક જ વર્ષમાં લગ્ન થયાં અને વિધવા થવાથી આશાભગ્ન થઇ. એ મારી બાળવયની હકીકત. જ્યારે મારી ઉમ્મર ૧૪ વર્ષની થઇ, ત્યારે હું સાસરે જવા–આવવા લાગી. હું 'છપ્પરપગી' ગણાતી !

---

૧ "શ્રી કચ્છી દશા ઓશવાલ પ્રકાશ" પુસ્તકમાંથી
પ્રકાશક, ફ્રેન્ડલી યુનીયન, મુંબઈ

સૌ મને પતિની ઘાતક તરીકે નિહાળતાં અને મારી સાથે તેમના પુત્રનું લગ્ન જો ન થયું હોત તો જરૂર તેમનો પુત્ર ન મરત એમ સૌ માનતાં. સારાં કામોમાં હું સૌને અપશુકનીઆળ જણાતી! સાસુ મારો વારંવાર તીરસ્કાર કરે; દેરાણી જેઠાણી અને નણંદ તો મને ઘરનું ગદ્ધાવૈતરૂં ઢસડનારી 'લૂંડી' કરતાં વિશેષ ગણવા ખુશી જ ન હોય! હું વિધવા, એટલે મારે જ આખા ઘરનું કામ કરવું જોઇએ. કામમાં જરા પણ ફેર પડે તો શબ્દબાણો છૂટયાં જ જાણવાં. સારૂં ખાવું એ મારે માટે હવે સંભવે જ નહિ. મારે શા માટે હવે સારૂં ખાવું કે પહેરવું જોઇએ? એ પ્રશ્ન દરેકના મનમાં ઉદ્ભવતો. મારી સુવાની જગ્યા તો માંકડ, મચ્છર અને ચાંચડોના આવાસ સમાન હતી, એટલે રાત્રે પણ મારે માટે શાંતિનું નામોનિશાન ન મળે. એ બધું શા માટે? ફક્ત હું વિધવા હતી એટલા માટે જ. અરેરે! જેને હું ઓળખતી પણ નહિ, તેને ખાતર આ બધું સહન કરવું પડતું. જ્યારે મને તાવ આવવા લાગ્યો, ત્યારે પ્રથમ તો સૌએ ઢોંગ છે એમ માની મારી કને વૈતરૂં કુટાવ્યું; પણ જ્યારે હું બેભાન પડી ગઈ, ત્યારે જ મને સુવાની રજા મળી. મારી ચાકરી કરવા કોણ નવરૂં હોય? તે જ દિવસે મારી માને સંદેશો મોકલ્યો કે 'તમારી છોકરી માંદી છે, આવીને લઇ જાઓ.' મારી મા બિચારી સમાચાર મળતાં વેંત જ મારા ભાઇને લઇને આવી. મારી હાલત જોઇ તે રડી પડી. મારી ગંધાતી પથારી જોઇ તેનું હૃદય ચિરાઇ ગયું! અને તેણે તે જ ક્ષણે મને ફરી સાસરે ન મોકલવાનો નિશ્ચય કર્યો. હું મારી મા સાથે પિયર આવી. અને માવતરની મીઠી હુંફ વડે ગણો કે ગમે તે કારણે, થોડા દિવસ પછી મારી તબીયત સુધરી ગઈ.

તે વાતને આજે ત્રણ વર્ષ વીતી ગયાં. મારી ઉમ્મર ૧૮ વર્ષની થઇ. સાસરામાં કરમાઇ ગયલી યુવાની ફરી પૂર બહારમાં ખીલી નીકળી. યૌવનને મારૂં વૈધવ્ય આડે ન આવ્યું. તેણે તો પોતાની ફરજ બજાવી. મારૂં સૌન્દર્ય અને ઉભરાતી યુવાની મારી

માને દુઃખી કરતાં. યુવાનીથી મારા હૃદયમાં અનેક અવનવી ઊર્મિઓ પેદા થતી અને જ્યારે હું વિધવા છું તે પુનઃ યાદ આવતાં. તે મન-માંજ સમાઇ જતી એક ભલા પુરૂષની સુન્દર ચોત્રડિયે મળેલી સલાહ અથવા પ્રેરણાથી પ્રેરાઇને, મેં પીઅેરમાં આવ્યા પછી અભ્યાસ શરૂ કર્યો હતો. મારો ભાઇ સ્ત્રીકેળવણીનો હિમાયતી હોવાથી, તે મને ખુશીથી શીખવતો; એટલું જ નહિ, પણ હું કેમ જલદી શીખી શકું, તેને માટે તે કાળજી રાખતો. અભ્યાસને પરિણામે હું વાંચતાં વિચારતાં શીખી. ભણવું એ પણ જાણે ભયંકર અપરાધ ન હોય, તેમ આડોશી-પાડોશી નિંદા કરવામાં બાકી ન રાખતાં. હું સાંભળું તેમ ઘણીવાર કહેતાં કે 'બહુ વાંચ વાંચ ને ભણ ભણ કરે છે, તે જરૂર રાંડ વંઠી જવાની !' તેમને મન તો ભણવાથી અને વાંચવાથી જ સ્ત્રીઓ બગડે છે, એવો સજ્જડ મત ઘુસી ગયો હતો.

*　　　*　　　*

એક દિવસ અમારા ઘર સામે લગ્ન થતાં હતાં, તે જોવાને હું પણ ઉભી હતી. 'વર' પાંચમી વખત પરણવા આવ્યો હતો. આ બનાવ કંઇ અમારી જ્ઞાતિમાં નવો ન્હોતો. કન્યા બાર વર્ષની અને વરરાજા કન્યાથી ચાર ગણી મોટી ઉમ્મરના હતા; એ જોઇ મને વિચાર આવ્યો, કે આ પુરૂષ પાંચમી વખત પણ નિર્વિઘ્ને પરણી શકે છે; બલ્કે જ્ઞાતિના માણસો તેમાં આનંદપૂર્વક ભાગ લે છે, પણ કદાચ આ પુરૂષને સ્થાને કોઇ સ્ત્રી પુનર્લગ્ન કરે તો તે બિચારીને તરત જ નાત જાત સગાં વ્હાલાં છોડી દે છે! લોકો તેને નિંદવામાં કે હેરાન કરવામાં કશું બાકી રાખતાં નથી. મારા જેવી બાળવિધવાઓએ શો ગુન્હો કર્યો છે, કે જેથી અમે જેને ઓળખતાં પણ ન હોઇએ તેને ખાતર અમારે જીવનનું બલિદાન આપવું જોઇએ. મારા જેવી વિધવામાં અને એક કુમારિકામાં શો ફરક છે? જો ફરક હોય તો રૂઢિચુસ્ત લોકની માત્ર માન્યતાનો—હું લોકોની નજરમાં

વિધવા ગણાઇ, એ જ અમારી વચ્ચેનો ફરક ! હું વિધવા ગણાતી, પણ મને ક્યાં ખબર હતી, કે લગ્નપ્રતિજ્ઞાથી હું કોઇની સાથે બંધાઇ છું ? વળી તે કોની સાથે અને ક્યારે, તેનીયે મને ખબર ન્હોતી. મને તો ઠીક, પણ જેઓ મારાથી મોટી ઉમરે પરણે છે, તેમને પણ એ પ્રતિજ્ઞાઓનું ભાન હોતું નથી તો વળી હું કયા હિસાબમાં ? બ્રાહ્મણને જે ચાર શ્લોકો આવડતા હોય, તે તેઓ અષ્ટંપષ્ટં બોલી જાય, કે લગ્નક્રિયા સમાપ્ત થઇ ગણાય ! પરણનારાઓને તો બ્રાહ્મણ ઉપર દૃષ્ટિ હોય. તે બબડી રહ્યો, એટલે વરકન્યા સમજી જાય કે અમે પરણી ઉઠયાં. આ બધું શાનું પરિણામ ? માત્ર અજ્ઞાન. કુરિવાજોની જાળમાં મારા જેવી કેટલીએ વિધવાઓ ફસાતી હશે ! સામાજિક બંધનોને ખાતર કેટલી વિધવાઓને પોતાના પ્રાણથીય પ્યારાં બાળકોને છુંદી નાખવાં પડે છે ! હાય ! એ વિચાર મને કેવો કંપાવી મૂકે છે. એટલેથી જ એ વાત અટકે તેમ નથી. નાતજાતથી તજાયલી નારીઓ પતનને માર્ગે પડે છે, તે ક્યાં કોઇ જાણતું નથી ! આમાંથી અમારો ઉદ્ધાર કોણ કરશે ? ઘણાએ યુવાનો તેને માટે પ્રયત્ન કરે છે, પણ હજી તેઓ સક્રિય કાર્ય કરી શકયા નથી. લેખો ભાષણોની અસર ક્ષણિક હોય છે. તેનાથી કશું વળે તેમ નથી. કાર્ય કરી દાખલો બેસાડે તો જ અમારો ઉદ્ધાર શકય છે. ત્યારે અમારે અમારો માર્ગ શોધી કહાડવો, એ શું અમારૂં કર્ત્તવ્ય નથી ? આ પ્રશ્ન મારા મનમાં રમી રહ્યો.

અમારી પાડોશમાં એક શ્રીમંત સદાચારી અને સુંદર વિધુર રહેતો. તેણે પ્રથમ પત્નીના મરણ પછી લગ્ન ન્હોતાં કર્યાં. તે મારા ભાઇનો મિત્ર હોવાથી અમારે ત્યાં આવતો જતો. હું પણ તેની સાથે છુટથી વાતો કરતી; પણ અમારાં નયનોમાં કંઇક જુદા જ ભાવ મને દેખાતા. તેને જોતાં મારૂં હૃદય આનંદિત થતું. તેનું સુંદર વદન મારી નજર સામેથી દૂર જ થતું નહિ. હું તેની મૂર્તિને

સ્થાને કલ્પનાસૃષ્ટિમાં સરજેલી પતિ-મૂર્તિની પ્રતિષ્ઠા કરવા મથતી, પણ તે વ્યર્થ જતું. હું તેનાથી દૂર રહેવા લાગી તો સંજોગો અમને એકત્ર કરી દેતા. શું ભાવિના પડદામાં મારૂં પતન આલેખાયું હશે ? એ વિચાર મને મુંઝવતો.

*     *     *

એક રાત્રે મને સ્વપ્ન આવ્યું. તેમાં એક દૈવી મૂર્તિ મને કહેવા લાગીઃ 'રતન ! શું તું તારા સાસરાંનાં દુઃખો ભૂલી ગઇ ? અને તારી પાડોશણ વિધવા વેણુને પણ ભૂલી ગઇ ? તે બિચારીને હરામના હમેલ રહેતાં, તેને તેની સગી માએ પણ તજી દીધી હતી કે નહિ ? વળી તારી જ્ઞાતિની સ્ત્રીઓને શરીરવિક્રય કરવાના પ્રસંગો આવે છે, તે પણ તું જાણે છે. તારી બુદ્ધિ, શક્તિ અને શિક્ષણનો, શું તું પણ તેમના જેવો જ ઉપયોગ કરીશ ? શું તું કુદરત વિરૂદ્ધ હુમલો કરવા તૈયાર થઇશ ? રતન ! હજી કંઇ ગયું નથી, હજી પણ ચેતી જા અને તારૂં કર્તવ્ય બજાવી લે.' એમ કહી તે દૈવી મૂર્તિ અદૃશ્ય થઇ ગઇ. પ્રભાત થતા સુધીમાં મેં અનેક વિચારો કર્યા અને છેવટે મેં નિશ્ચય કર્યો, કે 'મારા જેવી બાળવિધવાઓના ઉદ્ધાર માટે મારૂં જીવન સમર્પીશ; તેને માટે જે સહેવું પડશે તે સહીશ.'

એ જ દિવસે બપોરે અમારા ઘરમાં કોઈ ન્હોતું, તે સમયે તે યુવાન આવ્યો. મને જોઇ એકાન્ત અને અનુકૂળતા વિચારી, તે એકદમ બોલી ઉઠયોઃ 'રતન ! આ સાહસ માટે ક્ષમા માગું છું. હું એક પ્રશ્નનો ઉત્તર મેળવવા આવ્યો છું. તને પૂછું છું કે તારો મેળાપ સંભવિત છે કે અસંભવિત ?' એટલું કહી તે ઉત્તરને માટે થંભ્યો.

મારા હૃદયમાં ભયંકર યુદ્ધ જામ્યું. જેને ચાહતી હતી, તે આજે સમક્ષ રહી મનમાનતાં સુખો લેવા આમંત્રે છે અને બીજી બાજુ મારી પ્રતિજ્ઞા. જો હું પુનર્લગ્ન કરૂં તો સમાજમાં મારે માટે

સ્થાન રહે તેમ ન્હોતું. હાય! કેવું ભયંકર સંકટ! છેવટે મારા હૃદયમાં પડઘો પડયો: 'ચેત, રતન!' તરતજ મારા મુખમાંથી નીચેના શબ્દો સરી પડયા: 'લાલજી! અસંભવિત છે, ફોકટ છે.'

'શા માટે અસંભવિત છે, રતન? શું તને મારા પ્રેમની શંકા છે? શું હું કૃત્રિમ પ્રેમ દર્શાવું છું?' લાલજીએ ઉશ્કેરાયલા સ્વરે કહ્યું.

'લાલજી! લાલજી! તમે આ શું કહો છો? વ્યર્થ ખોટી કલ્પનાઓ કરી મનને ન ઉશ્કેરો.' મેં ઉત્તર આપ્યો.

'સાંભળ, રતન! જો હું પ્રેમનો પૂજારી ન હોત તો મારી લાખ્ખોની મિલ્કત સુંદરીઓનાં સૌન્દર્ય પાછળ વેડફી નાખત; પણ રતન! દેહના સૌન્દર્યનો પૂજક આ લાલજી નથી. તે તો અંતર સૌન્દર્યનો ચાહક છે–ગુણનો પૂજક છે. તારામાં તે જોયું ને મેં તારે ચરણે જીવન અર્પ્યું. તારે ખાતર તન, મન, ધનનું બલિદાન આપવા નિશ્ચય કર્યો છે; પણ તે બધું તારા પ્રેમને ખાતર. તારી 'હા' મને જીવનદાન દેશે. તારી 'ના' મારા જીવનનું સત્વ નીચોવી લેશે. વાસનાઓની તૃપ્તિ ખાતર તારી પાસેથી હા પડાવવાની મારી ઇચ્છા નથી. તું માત્ર મોંથી હા કહીશ, તો પણ તેમાં જીંદગીભરનું સુખ સમજીશ. મારો પ્રેમ તું ના કહીશ, તેથી જતો નહી રહે. હું તો દૂર રહ્યો રહ્યો પણ તારી પૂજા કરીશ. પણ રતન! સાચું કહે, કે તું મને ચાહે છે યા નહિ?' લાલજી શો ઉત્તર મળે છે, તે સાંભળવા આતુર નયને મારી સામે જોઇ રહ્યો.

'હું તમને હૃદયથી ચાહું છું તમારો પ્રેમ મેળવવા હું મને ભાગ્યશાળી માનું છું, પણ લાલજી! પહેલું શું? કર્ત્તવ્ય કે પ્રેમ?' મેં પ્રશ્ન કર્યો.

'રતન! પહેલું કર્ત્તવ્ય, પછી પ્રેમ.' લાલજીએ વિચારીને ઉત્તર આપ્યો.

'તો લાલજી! વૈધવ્યવ્રતની દિક્ષાવડે ઇશ્વરે મારે માટે જગત-સેવાનું ક્ષેત્ર ખુલ્લું મૂક્યું. મને તેણે સેવા કરી જગતમાતા બનવાનું કામ બતાવ્યું. તે માટે જ તેણે મારાં બંધનો તોડી નાખ્યાં. મારે તો મારા જેવી વિધવાઓ અને અનાથબાળકોની સેવા કરવામાં મારી ફરજ માનવી જોઇએ અને તે મેં માની છે. ઇશ્વરની ઇચ્છા વિરૂદ્ધ હું શું પુનઃ સંસારક્ષેત્રમાં પ્રવેશી તેની ગુન્હેગાર બનું? મારા પ્રેમનું સ્થાન હવે એક વ્યક્તિ કે કુટુંબમાં ન હોય; હવે તો આખું જગત મારા પ્રેમનુ સ્થાન બનશે. જે વિધવાઓ છુપાં પાપો કરતી હશે, તેમને હું પુનર્લગ્ન કરવાની સલાહ આપીશ; કારણ, તેમને માટે તે જ યોગ્ય ગણાય. જેઓ સંસારમાં છુંદાતી હશે, તેમને શિક્ષણ આપી જગતની માતા બનવાનું કહીશ. અનાથ બાળકોને માટે આશ્રમ સ્થાપી, તેમની માતાનું સ્થાન લઇશ. મારી આ યોજનાને પાર ઉતારવા સાધનો મેળવીશ, ઘેરઘેર ભટકીશ, જે સહન કરવું પડશે તે સહન કરીશ.' એટલું કહી હું શાંત રહી.

'રતન! દેવી રતન! મેં તને સંપૂર્ણ રીતે આજે જ ઓળખી. તારૂં હૃદય, તારી ભાવનાઓ આટલી વિશાળ હશે, તે મેં આજે જ જાણ્યું. હું પણ તને મદદ કરવા તૈયાર છું. મારી બધી મિલ્કત તારી યોજના પાછળ ખર્ચવામાં આજથી મારો તારા પ્રત્યેનો વિશુદ્ધ પ્રેમ પ્રત્યક્ષ કરી બતાવીશ. મારા પ્રેમને એક પવિત્ર સંબંધમાં ફેરવી દઇશ. તને પ્રેયસી માની આજથી ભગિની ગણીશ. મારો બંગલો તારા આશ્રમ માટે અર્પણ કરૂં છું; તું ખુશીથી તેમાં અનાથોને આશ્રય આપ!'

મારી આંખમાં આંસુ આવ્યા. અતરની ઇચ્છા આમ એકાએક પાર પડે તો કયો માનવી ઇશ્વરનો આભાર ન માને?

× × ×

રતને ઘેરઘેર ઘુમી વિધવાઓને એકઠી કરી તેમને માટે અનેક સગવડો કરી. સમસ્ત હિંદુસ્થાનમાં રતનનો આશ્રમ અજોડ હતો. અનેક વિધવાઓ તેમાં આશ્રય મેળવી રતનને અંતરનો આશીર્વાદ આપતી. લાલજી ફકીર જેવો બની આશ્રમને માટે તનતોડ પરિશ્રમ ઉઠાવતો અને તેમાં જ સ્વર્ગીય સુખોનો અનુભવ કરતો. રતન એક આદર્શ વિધવા તરીકે સર્વત્ર પ્રસિદ્ધ થઇ: પણ જગત ભાગ્યે જાણતું હશે કે આ પ્રસિદ્ધિ પાછળ બબ્બે વ્યક્તિઓનો મહાન આત્મભોગ હતો !

નલીઆ–કચ્છ —સૌ૦ **સરલાબાઇ સુમતિચંદ્ર**



# લીલીનું બલિદાન[1]

'જ્યાંસુધી આપણા મંડળનો એકપણ સભાસદ જીવંત હોય, ત્યાંસુધી એ લગ્ન કદી ન જ થવાં જોઇએ.' વિનયચંદ્રે જુસ્સાથી કહ્યું.

'ત્યારે શું તમે એમ માનો છો, કે આપણાં ભાષણો અને લેખોથી એ લોકો ડરી જશે ?' એક યુવકે કહ્યું.

'ડરી જશે કે નહિ તે હું જાણતો નથી, પણ લોકોમાં જાગૃતિ જરૂર આવશે અને એ લગ્ન ઉપર સૌની નજર ખેંચાશે.' વિનયચંદ્રે ઉત્તર આપ્યો.

'પણ આપણે શું કરવા નકામી માથાફોડ કરવી જોઇએ ? જેને પરણવું હશે, તે આપણા વગર થોડા જ બેસી રહેવાના છે ? મને તો આ નકામી માથાફોડ જણાય છે.' એક બીજા યુવકે બીડી ફૂંકતાં બેદરકારીથી પોતાનો વિચાર જણાવ્યો.

'ત્યારે શું આપણા મંડળનું 'કન્યાવિક્રય નિષેધક મંડળ' એ નામ તો માત્ર શોભાનું જ છે ને ?' વિનયચંદ્રે કચવાટથી પ્રશ્ન કર્યો.

'પણ વિનયભાઇ ! આ પરણનાર તો મોટો પૈસાવાળો છે, લાગવગવાળો છે; એની સામે થવાથી આપણું મંડળ જોખમમાં આવી પડશે.' એક ત્રીજા જ યુવાને ખુલાસો કર્યો.

'વૃદ્ધ વયે પરણતા શેઠીઆઓને આપણે ન અટકાવવા તો કોને અટકાવવા ? ગરીબો કંઇ મોટી ઉમ્મરે પરણવા જતા નથી; એ બિચારાઓને યુવાનીમાં પણ કોઇ છોકરી આપતું નથી, તો

---

૧ 'શ્રી કચ્છી દશા ઓશવાલ પ્રકાશ' પુસ્તક ૫ મું

પ્રકાશક:—ધી ફ્રેન્ડલી યુનીયન, ૨૯ ચીચ બંદર, મુંબઈ-૩

ઘરડે ઘડપણ તો કોણ આપે? શેઠીઆઓ જ મોટી ઉમ્મરે પરણવા નીકળે છે અને તમે તેમને પરણતા અટકાવવા ના પાડો છો; ત્યારે તો આપણું મંડળ તો નકામું જ ને?' વિનયચંદ્રે ક્રોધમિશ્રિત સ્વરે કહ્યું.

'તમને જ્યારે બહુ લાગે છે તો તમે જ શક્તિ અજમાવીને લગ્ન અટકાવજો. અમારામાં તો હિમ્મત નથી.' એક બાયલા યુવાને કહ્યું.

'હા; હું જ એ લગ્ન અટકાવીશ. મારા દેહમાં પ્રાણ હશે, ત્યાં સુધી આવું કદી નહિ જ બનવા દઉં.' વિનયચંદ્રે પ્રતિજ્ઞા કરતાં કહ્યું.

'કન્યાવિક્રય નિષેધક મંડળ'ના સભાસદો વિનયચન્દ્રની 'મૂર્ખતા' ભરેલી પ્રતિજ્ઞા ઉપર હસતા હસતા વીખરાઇ ગયા અને વિનયચંદ્ર પણ હૃદયને વલોવી નાખતા વિચારોમાં લીન બની ઘર તરફ વળ્યો.

* * *

કચ્છી દશા **ઓશવાળ** જૈન જ્ઞાતિના શ્રીમંતોમાં **રતનશી શેઠનું નામ** પ્રથમ પંક્તિમાં ગણાતું. તેઓ પૈસે ટકે પૂર છતાં સંતાનસુખથી વિમુખ હતા. તેમની ચાર પત્નીઓ અત્યાર અગાઉ સ્વર્ગે સંચરી ચૂકી હતી. શેઠની ઉમ્મર ૫૦ વર્ષની હતી, પણ શેઠ પોતાને ઘણી મોટી ઉમ્મરના ગણવા તૈયાર નહોતા અને તેથી જ તેમણે પાંચમી વખત પરણવા માટે પોતાના ઉમેદવારી જાહેર કરી હતી! રતનશી શેઠની ઉમેદવારી બહાર પડતાં લગ્નના બજારમાં તેજી આવી. ભાવ દિવસે દિવસે વધતા જતા હતા. છેવટે રૂપિયા પંદર હજારે સોદો નક્કી થયો. માલ સારો હોય તો ભાવ સારો મળે, તેમ **લીલી** ગરીબ અને સાધારણ કુળનાં માબાપની દીકરી હોવા છતાં, સૌન્દર્યવાન અને પંદર વર્ષની હોવાથી, તેનાં માબાપને સારો ભાવ ઉપજ્યો હતો. રતનશી શેઠને પણ પરણવાની ઉતાવળ હોવાથી પૈસાની વધારે દરકાર નહોતી. તેમણે તડામાર લગ્નની તૈયારીઓ કરવા

માંડી. સફેદ થએલા વાળને કાળા કરવા તથા ગએલી યુવાની પાછી લાવે તેવી દવાઓનું સેવન કરવા લાગ્યા. ટૂંકમાં એટલું જ કહીશું, કે એક વૃદ્ધને યુવાન બનવાના જેટલા કૃત્રિમ ઉપાયો હતા તેટલા તેમણે અજમાવવા માંડયા.

લીલીનો બાપ કંજુસ માણસ હતો. તેને પોતાની દીકરીના ભવિષ્ય કરતાં પૈસા વધારે પ્રિય હતા. લીલીની મા તો એક અભણ અને મૂર્ખ સ્ત્રી હતી. તેને જ્યારે રતનશી શેઠ આપણા જમાઇ થયા છે એમ તેના વરે જણાવ્યું, ત્યારે તો તે મૂર્ખ સ્ત્રી હર્ષથી ગાંડી બની ગઇ. પોતાની દીકરી ખરેખર ભાગ્યશાળી છે એમ માનવા લાગી; નહિ તો આવો શ્રીમંત વર ક્યાંથી મળે ?

પણ ગરીબ બિચારી લીલીએ જયારથી પોતાના લગ્નના સમાચાર જાણ્યા ત્યારથી તે દુઃખી બની ગઇ હતી. માબાપને સ્પષ્ટ રીતે ના કહેવા જેટલી હિમ્મત તેનામાં નહોતી.

'કન્યાવિક્રય નિષેધક મંડળ'નો સ્થાપક અને સંચાલક **વિનયચંદ્ર** લીલીની પાડોશમાં જ રહેતો હતો. તેણે લીલીના સગપણના સમાચાર જાણ્યા, ત્યારે તેને ઘણું દુઃખ થયું. એક કોમળ બાલિકાનું જીવન વિકસિત થયા વિના કચરાઇ જશે, એ વિચાર તેને વધારે દુઃખી કરતો તેણે પોતાના મંડળની કમિટી ભેગી કરી, આ લગ્ન વિષે ચર્ચા ચલાવી અને તેનું પરિણામ શું આવ્યું તે આપણે ઉપર જોઇ ગયા. હવે તેને એકલે હાથે જ મહેનત કરવાની રહી.

વિનયકાન્તે લીલીના બાપને ઘણો સમજાવ્યો; તેની દીકરીનું ભયંકર ભવિષ્ય દેખાડયું, તો પણ એ દ્રવ્યાંધ માણસ એકનો બે ન જ થયો. તેણે વિનયચંદ્રને કહ્યું, કે 'દીકરી મારી છે; તેને ક્યાં પરણાવવી, તે મારી મરજીની વાત છે.'

વિનયચંદ્ર રતનશી શેઠને સમજાવવા તેને ઘેર ગયો, ત્યારે શેઠ પોતાની ધોળી મૂછને કાળી બનાવવામાં મશગૂલ હતા. વિનયચંદ્રને

આવતો જોઇ તેમને જરા લજ્જા થઇ, પણ તેમણે તરતજ વિચાર કર્યો કે એમાં શરમાવા જેવું છે શું? મોટી ઉમ્મરે પરણનારા બધા એમ જ કરે છે. વિનયચંદ્રના આગમનથી તેઓ કંઇ ખુશી થયા નહોતા, છતાં વિવેકને ખાતર તેમણે સ્વાગત કર્યું:—

'કેમ, વિનયચંદ્ર! આજે કંઇ આ તરફ?' શેઠે પૂછ્યું.

'શેઠ તમારા લગ્નના સમાચાર મને ખરા ન લાગ્યા, તેથી આવવું પડ્યું; પણ તમને જોતાં મારી ભ્રમણા ભાગી ગઇ. શેઠ! આટલી ઉમ્મરે તમને આવા વિચાર જરા પણ શોભે નહિ. તમે આખી જ્ઞાતિમાં ધર્મી ગણાઓ છો. લોકો તમારૂં અનુકરણ કરે છે. તમારા જેવાએ તો જ્ઞાતિમાંથી આવી બદીને કાઢી નખાવવી જોઇએ, તેને બદલે તમે પોતે જ પરણવા નીકળો તો પછી બીજાઓ પરણે તેમાં નવાઇ શી?' વિનયકાન્તે ગંભીરતાથી કહ્યું.

'જોને ભાઇ! દુ:ખના માર્યા શું કરીએ? ઘરમાં કોઇ નહિ; છોકરો પણ નથી, એટલે સાજામાંદા થતાં સારવારમાં કોણ? પોતાના ઘરના જેવી ઠઠવેઠ કરે પણ કોણ? ભગવાને દીકરો આપ્યો હોત તો તેમાં સંતોષ માનત; પણ તેય નથી, એટલે ન છૂટકે જ પરણવું પડે છે. મારી લાખોની મીલકત નકામી જાય, તે કેમ પાલવે? છોકરાને ખાતર જ પરણવું પડે છે, ભાઇ!' શેઠે જરા ગળગળા અવાજે કહ્યું.

'પણ શેઠ! એક નિર્દોષ છોકરીના ભવિષ્યનો તમને જરા પણ ખ્યાલ નથી?' વિનયકાન્તે પ્રશ્ન કર્યો,

'છોકરીને શું દુ:ખ પડશે? ખાશે, પીશે, પહેરશે, ઓઢશે; તેને શું ઓછું પડવાનું છે? પાણી માગશે તો દૂધ મળશે. તેને તો ઉલટી લહેર થશે.' શેઠે જરા મલકાઇને કહ્યું.

'શેઠ! તમે જીવા જીવીને કેટલું જીવશો? એક નિર્દોષ છોકરીને આખી જીંદગી સુધી વૈધવ્યમાં ઝૂરવું પડશે! તમારા પૈસાના સુખોમાં જ શું સ્રીનું સર્વ સુખ સમાઇ જાય છે? જો તમે એમ માનતા હો

તો એ ભૂલ છે. શેઠ ! સ્ત્રીને પ્રેમ જોઈએ, તે તમે ક્યાંથી લાવશો ? અને તમારા પ્રેમનો સ્વીકાર ૧૨–૧૩ વર્ષની બાલિકા કેવી રીતે કરશે ? તમે તમારી વાસનાઓમાં અંધ બની કશું વિચારી શકતા નથી અને ઘોળામાં ધુળ નાખો છો. હજી પણ પૂર્ણ વિચાર કરો.' વિનયકાન્તે ઘણા જુસ્સાથી કહ્યું.

શેઠને કશો ઉત્તર ન જડયો.. તેઓ તરત જ ઉઠીને અંદરના ઓરડામાં જતા રહ્યા. વિનયચંદ્ર સમજી ગયો, કે શેઠને મારી વાત ગમી નથી, તેથી તેણે પણ ત્યાંથી ઉઠી જવું યોગ્ય ધાર્યું અને તરતજ ઉભો થઇ ચાલવા માંડયું.

આશાવાદી વિનયચંદ્ર જરા હતાશ બન્યો. તેણે પોતે હવે શા ઉપાય લેવા, તેના વિચાર કરતો તે ઘેર આવી પહોંચ્યો. તે ઘરમાં ક્યારે આવ્યો, તેનું પણ તેને ભાન રહ્યું નહિ; પણ તેની વિચાર-તંદ્રામાં એકાએક ભંગ પડયો. એક કોકીલકંઠી અવાજ તેને કાને અથડાયો. 'વિનયચંદ્રભાઇ ! મા ક્યાં છે ? તે જેના વિચારો કરતો હતો, તે જ લીલીએ આવીને પ્રશ્ન કર્યો.

'કોણ, લીલીબ્હેન ? કેમ, માનું શું કામ છે ?' વિનયકાન્તે પૂછ્યું.

'જરા કામ છે.'

'હમણાં જ નહાવા બેઠાં છે. થોડીવારમાં આવશે. બેસો જરાવાર.' લીલીના બેઠા પછી વિનયકાન્તે કહ્યું.

'લીલીબ્હેન ! એક પ્રશ્ન પૂછું ? માઠું ન લગાડતાં' વિનયકાન્તે લીલીનો મનોભાવ જાણવા આ ઠીક તક છે, એમ જાણી પુછ્યું.

'પૂછોને, એમાં શું છે ? ' લીલીએ જમીન તરફ નજર રાખી કહ્યું.

'તમે તમારા થએલા સંબંધને પસંદ કરો છો ? '

'નહિ.'

'તો પછી તમારા માબાપને ના કેમ પાડતાં નથી ?'

લીલી હવે જરા શરમ છોડી ખુલ્લા દિલથી વાત કરવા લાગી.

'વિનયભાઇ! અમે છોકરીઓ પોતાને હાથે જ ખોટી લજ્જાથી અમારા ભવિષ્યનો નાશ કરીએ છીએ. મેં મારાં માબાપને ઘણી વાર મારી ઇચ્છા આડકતરી રીતે જણાવી છે. અને તેઓ પણ મારો મનોભાવ બરાબર સમજી ગયાં છે; પણ પુત્રીના કરતાં તેમને પૈસા વધારે પ્રિય છે.' લીલી આટલું કહેતાં જરા રડી પડી.

'મેં પણ તમારા પિતા અને રતનશી શેઠને ઘણા સમજાવ્યા; પણ પત્થર કદિ પીગળ્યા સાંભળ્યા છે? હવે તો એક જ ઇલાજ સૂઝે છે અને તે એ, કે તમે નાસી જાઓ; તે સિવાય તમારાં લગ્ન અટકે તેમ નથી. હું દરેક જાતની મદદ કરવા તૈયાર છું.'

'તમે મારે ખાતર ઘણી મહેનત લીધી; હવે હું તમને વધારે કષ્ટ આપવા માગતી નથી, ભાઇ!'

'પણ તમે શો વિચાર નક્કી કર્યો છે?'

'મેં થોડા દિવસ પહેલાં નાસી જવાનું નક્કી કર્યું છે. મને કોઇની મદદ લેવા ઇચ્છા નથી.'

'શું તમે એકલાં કોઇની મદદ વિના ગમે ત્યાં જઈ શકશો?' વિનયકાન્તે જરા આશ્ચર્ય પામતાં કહ્યું.

'મેં એક જણ સાથે નક્કી કર્યું છે.'

વિનયચંદ્રને લાગ્યું, કે આ છોકરીનો કોઇ સાથે પ્રેમ હોવો જોઇએ અને તેની સાથે નાસી જવાનું નક્કી કર્યું લાગે છે; તેથી તેણે વધારે પ્રશ્નો પૂછવા યોગ્ય ન ધાર્યા.

'ક્યારે જશો?' વિનયકાન્તે પુછ્યું.

'રવિવારે સાંજે સાત–આઠની વચ્ચે.' લીલીએ ઉત્તર આપ્યો.

'ત્યારે શું લગ્નને દિવસે જ? અને તે પણ જ્યારે વર પરણવા આવશે તે જ સમયે? તમે એટલાં બધાં માણસોની વચ્ચે શી રીતે જઇ શકશો?' વિનયચંદ્ર ગુંચવાડામાં પડતાં બોલ્યો. તેને આ છોકરીની વાતો ભેદ ભરેલી લાગી, પણ તે કંઈ સમજી શક્યો નહીં.

'વિનયભાઇ ! મને અટકાવી શકે એવો શક્તિમાન હજી કોઇ પાક્યો નથી.' લીલીએ કંઇક જુસ્સાથી કહ્યું. એટલામાં વિનયચંદ્રની મા આવી અને તેમની વાતચીત બંધ પડી. લીલી પોતાનું કાર્ય કરી પોતાને ઘેર ગઇ.

*　　　　*　　　　*

આજે લગ્નનો દિવસ હતો. લીલી આજે હમેશ કરતાં વધારે ગંભીર જણાતી હતી. તે આખોય દિવસ તેણે બેચેનીમાં ગાળ્યો. સાંજે સાતેકને સુમારે રતનશી શેઠ યુવાન પત્નીને લાયક થવા કૃત્રિમ યુવાન બની, ઘોડે ચડી આવ્યા. સાસુએ આ યુવાન જમાઇને હર્ષથી વધાવ્યો રતનશી શેઠના આનંદનો પાર નહોતો. તેમને થતું કે ક્યારે પરણી ઉઠું અને યુવાન પત્નીને મારા સૌંદર્યથી રીઝવું! પણ બ્રાહ્મણ બડબડી લે ત્યારે ને ! 'કન્યા પધરાવો ' એ હુકમ થતાં, લીલીને લેવા તેનો મામો અંદર ગયો; પણ તે લીલીને ઉઠાડી ન શક્યો. તેને લાગ્યું કે છોકરી અમારી ફજેતી કરવા ધારે છે. તેણે એક જણની મદદથી લીલીને ઉપાડી લગ્નમંડપમાં આણી નીચે બેસાડી; પણ લીલીને જેવી બેસાડી તેવી જ તે પડી ગઇ. દરેક જણ વિચારમાં પડયા કે આ શું? સૌ કોઇ તેની નજદીક આવ્યાં; તેના મુખ ઉપરથી વસ્ત્ર દૂર કરવામાં આવ્યું અને સૌ કોઇ ચીસ પાડી ઉઠયાં. લીલીના મુખ ઉપર કાળાશ છવાઇ ગઇ હતી. તેની આંખો બંધ હતી. તરત જ દાક્તરને બોલાવવામાં આવ્યો. તેણે તપાસીને કહ્યું, કે છોકરીએ જીવલેણ વિષ ખાધું છે અને તે રગેરગમાં વ્યાપી ગયું છે; હવે તેને બચાવવા એક પણ ઉપાય નથી, પણ હજી તેનો પ્રાણ ગયો નથી. દાક્તર એટલો ખુલાસો કરી ગયો. તેના જવા પછી લીલીએ આંખ ઉઘાડી, પણ તે આંખોમાં મૃત્યુની છાયા સ્પષ્ટ જણાતી હતી. તેને જરા ભાન આવ્યું; તેણે પોતાની પાસે બેઠેલા પોતાના બાપના હાથમાં એક કાગળ મૂક્યો તે નીચે પ્રમાણે હતો:—

રતનશી શેઠ,

વિષયાંધ પુરૂષો અનેક બાળાઓનો ભોગ લે છે, તેમ આજે તમે પણ મારો ભોગ લીધો. ઇશ્વરસ્મરણ માટે નિયત કરેલી ઉમ્મરે તમે તો નવયુવાન બનવાનો લ્હાવો લેવા નીકળ્યા! તમે આપણી જ્ઞાતિમાં ધર્મી કહેવાઓ છો; એકેંદ્રીને પણ જો દુઃખ થાય તો તમારૂં દયાથી ઉભરાતું દિલ કમ્પી ઉઠતું–એમ લોક માનતા, પણ મારા જેવી પંચેંદ્રી બાળાનો ભોગ લેવામાં તો તમે આનંદ માન્યો! કેવો ઘોર અન્યાય! કીડીને દુઃખ થતાં ધમપછાડા મારનાર તમારા જેવા ધર્મીષ્ટો મનુષ્યોને છૂંદતાં જરા પણ અચકાતા નથી, એ તમારી દયા! શેઠ! હજી પણ અક્કલ હોય તો તમારાં તન–મન–ધનને લેખે લગાડી દો. વિનયચંદ્રના કાર્યને મદદ કરી જ્ઞાતિની બાળાઓના આશીર્વાદ મેળવો અને કરેલાં પાપોનું પ્રાયશ્ચિત કરો. શેઠ! તમને વૃદ્ધ ઉમ્મરે પણ અનેક આશાઓ હતી, તો મારા જેવી ઉગતી બાળાને કેટલી આશાઓ હશે? પણ મારી બધી આશાઓને તમે છૂંદી નાખી. મને મરવાની ફરજ પાડી. શેઠ! હું જાઉં છું; પણ યાદ રાખજો કે મારા મરણનું કારણ તમે બન્યા છો, એ જગત કદીપણ ભૂલશે નહિ. તમે જીવશો ત્યાંસુધી એક ખૂની તરીકે જ ઓળખાશો અને ઇશ્વરના દરબારમાં તેની યોગ્ય યાતના તમારે ભોગવવી જ પડશે.

લિ. **આશાભંગ લીલી**

આ દૃશ્ય જોઇ સૌ કોઇ રડી ઉઠયું ને રતનશી શેઠથી બોલાઇ જવાયુંઃ અરેરે, વૃદ્ધલગ્નની ભઠ્ઠીમાં લીલીનું બળિદાન.'

ને દુનિયા આખીય જાણે છે કે ત્યારપછી રતનશી શેઠ વિધુર જ રહ્યા અને પશ્ચાત્તાપરૂપી આગનું સાન્ત્વન 'કન્યાવિક્રયનિષેધક' કાયદો જ્ઞાતિમાં પસાર કરાવીને કર્યું.

—**સરલાબાઇ સુમતિચંદ્ર**

# સુધાનું સ્વાર્પણ

'ગંગાબ્હેન, કેમ રડો છો? શું અમારામાંથી કોઇએ તમારૂં મન દુભાવ્યું છે!'

'ના ના, સુધાબ્હેન, એવું તો કંઇ નથી.'

'ત્યારે શા માટે રડો છો?'

'અમસ્તી.'

'અમસ્તાં તે કંઇ રડાતું હશે? એમ વાત ઉડાવો તે સારૂં નહિ, મારા સમ; મને કારણ નહિ કહો? શું હું તમારી બ્હેન નથી?' સુધાએ પ્રેમાળ સ્વરે કહ્યું.

'સુધાબ્હેન! તમે કેવાં માયાળુ છો?'

'એમ કહીને તમે વાત ન બદલો.'

'બ્હેન! તમારો આગ્રહ છે તો હું કહુ છું. મારા પૂર્વજીવનની સ્મૃતિ થવાથી જરા રડી દેવાયું. તે સિવાય કંઇ કારણ નથી.'

'મને તમારા પૂર્વજીવનની હકીકત નહિ સંભળાવો?'

'તમને કંઇ ના કહેવાશે? સાંભળો.'

ત્યારપછી ગંગાએ પોતાની પૂર્વકથની કહેવા માંડીઃ—

'હું એક ખાનદાન પણ ગરીબ માબાપની પુત્રી છું. મારાં માબાપની સ્થિતિ પહેલાં તો ઘણી સારી હતી. પાછળથી વ્યાપારમાં ખોટ જતાં તેઓ ગરીબ બની ગયા. હું તેમનું પહેલું સંતાન હતી. મારે ચાર ભાઈ અને બે બ્હેનો પણ છે. મારા પિતાને પોતાની પહેલાની આબરૂ પ્રમાણે ઘરસંસાર ચલાવવો પડતો. 'મોટું કુટુંબ' એટલે ખર્ચ પણ ખુબ આવતો. આવક બંધ હતી. નોકરી કરવામાં

મારા પિતાને નાનપ લાગતી. તેમના જેવા મોટા વ્યાપારી નોકરી કેમ કરે? ઘરખર્ચ માટે વ્યાજે પૈસા લેવા પડતા. મારી ૧૩ વર્ષની ઉમ્મર થતાં મારા પિતા માંદા પડયા. માંદગીને લીધે ખર્ચ પણ વધ્યો. માગનારા પણ તકાદા કરવા લાગ્યા. આ અરસામાં અમારી જ્ઞાતિના એક વૃદ્ધ શ્રીમંતની પત્ની મરણ પામી. એ વૃદ્ધ પુરૂષ ફરી પરણવાની તજવીજ કરતો હતો. કેટલાક લોહીના દલાલો મારી માગણી કરવા મારા પિતા પાસે આવ્યા. મારા કરજદાર પિતાને તેઓ તરત જ સમજાવી શકયા. નોકરી કરતાં શરમાતા મારા પિતાને પુત્રીનું વેચાણ કરતાં શરમ ન લાગી! દીકરીરૂપી હુંડી વટાવવાથી મારાં માબાપની સ્થિતિ બદલાઇ ગઇ. વૃદ્ધ જમાઇની મદદથી તેઓ કરજમુક્ત બન્યાં.

મારાં લગ્ન પછી ત્રીજે વર્ષે મારા વૃદ્ધ પતિ મને ખીલતી યુવાનીમાં મુકી મરણ પામ્યા. હું વિધવા બની. મારા પતિને પુત્ર ન હોવાથી મારો દીયર પોતાના ભાઇની મીલ્કતનો માલેક બન્યો. મને મારા પતિની મીલ્કતમાંથી રોટલા સિવાય કશાનો અધિકાર નહોતો. દેરાણી મારી પાસે આખાં ઘરનું કામ કરાવતી. હું નાની ઉમ્મરની હતી અને મારી દેરાણી મારાથી મોટી હતી તે મને ખુબ સતાવતી. ઘરનાં બધાં ખાઇ રહ્યા પછી વધ્યું ઘટયું મને ખાવા મળતું. મારા પતિના વખતમાં જે નોકરો હતા તેમને રજા આપવામાં આવી. મારા જેવી વગર પગારની નોકર હોય તો પછી શામાટે તેઓ નકામા પૈસા બગાડે? વિધવા એટલે સહન કરવા અવતરેલું એક મનુષ્ય પ્રાણી. વૈધવ્ય એટલે જાણે જીવતું મરણ! વિધવાનું જીવન એટલે મૃતજીવન. તેને દુ:ખ સુખ બધું સરખું. મને તેઓ મનુષ્ય જ ગણતા નહિ. આખો દિવસ કામ કરવું, જે ખાવા મળે તે ખાવું! તેમનાં મહેણાં સહન કરવામાં મારાં બે વર્ષ પુરાં થઇ ગયાં. મારો દીયર નફ્ફટ પુરૂષ હતો. તે મારી સામે અનેકવાર પોતાની મનોદશા વ્યક્ત કરવા નિર્લજ્જ ચાળા કરતો. પણ હું તે જોયું ન જોયું કરતી. હું યુવાન હતી, પણ હિન્દુ

વિધવા હતી. નાનો કે મોટો, શ્રીમંત કે ગરીબ, રોગી કે નિરોગી, જેવા પુરૂષ સાથે માબાપે પરણાવી તેને વફાદાર રહેવું એ હું મારો ધર્મ સમજતી. મારા દીયરે એક વખત તો પોતાની નિર્લજ્જ ઇચ્છા શબ્દોદ્વારા જણાવી. મેં તે ધૂતકારી કાઢી. તે દિવસથી મને ખુબ ત્રાસ પડવા લાગ્યો. મારા ઉપર ખોટાં કલંક મૂકાયાં, પણ હું ડગી નહિ. એક દિવસ રાત્રે મારો દીયર હું સુતી હતી ત્યાં આવ્યો અને ફરી પોતાની ઇચ્છા પ્રગટ કરી. મેં ન માન્યું, ત્યારે તે બળાત્કાર કરવા તૈયાર થયો. મેં બુમાબુમ કરી મુકી. મારો અવાજ સાંભળી મારી દેરાણી આવી. તે પોતાના પતિરાજને બરાબર ઓળખતી. મારા દીયરે પોતાની પત્નીને કહ્યું, 'જો તો ભાભીને કંઇ લાજ શરમ છે? હું તેમના દીકરા જેવો; તેની પાસે ખરાબ માગણી કરે છે, અને મને પકડી રાખી બુમાબુમ કરી મારી ફજેતી કરવા માગે છે!' મારી દેરાણીને તો મારી ફજેતી કરી ઘરમાંથી મને કાઢવી હતી. તેણે મારી ઉપર અનેક શબ્દબાણો વરસાવ્યાં. મેં તે મુંગે મોઢે સહન કર્યાં. બીજે દિવસે મારી દેરાણીએ આખા ગામમાં રાતની વાત ફેલાવી ને મને ફજેત કરી મૂકી. ઘરમાંથી ચાલ્યા જવા કહ્યું. હું પણ ત્રાસથી કંટાળી ગઇ હતી. મને પણ એ ઘરમાં રહેવું હવે સલામત ન લાગ્યું. મેં નોકરીની તપાસ કરી, પણ મારા જેવી વંઠેલ ગણાતી સ્ત્રીને કોણ કામે રાખે? ગામમાં મારી ખોટી ફજેતી થવાથી મને મારાં માબાપને ઘરે જવું ઠીક ન લાગ્યું. મારી એક ભલી પાડોશણે મને એક વિધુર ગૃહસ્થને ત્યાં તેના બાળકો સંભાળવા અને રસોઇ કરવા માટે રખાવી. એ ગૃહસ્થની ઉમ્મર ૪૫ વર્ષની હતી જ્ઞાતિમાં તેઓ સજ્જન ગણાતા. તેઓ ચુસ્ત રૂઢિભક્ત હતા. 'પુનર્લગ્ન' શબ્દ સાંભળતાં પણ તેઓ કાને હાથ દેતા. પૈસાના અભાવે તેઓ નવો સંસાર માંડી શકવા અશક્ત નીવડયા હતા. મને તેમને ત્યાં રહે ચાર દિવસ થયા, ત્યાં તો એ સજ્જને પોતાની 'સજ્જનતા' દેખાડવા માંડી. મને એ પુરૂષના ઘરમાં મારૂં શીલ ભયમાં જણાયું. હું ઘણી જ સાવધ

રહેતી. રાત્રે પણ હું બરાબર દરવાજા બંધ કરી સુતી. એક દિવસ એ પુરૂષે પોતાની નીચ મનોદશા મારી આગળ વ્યક્ત કરી. મને અનેક લાલચો આપી તેણે મને કહ્યુ. 'શામાટે જુવાની વ્યર્થ ગુમાવે છે? મને તારી દયા આવે છે. તારો વર તો ડોસો હતો, એટલે તને ખરૂં સુખ ક્યાંથી મળ્યું હોય? મેં અનેક વિધવાઓને વૈધવ્યનું દુઃખ વિસરાવ્યું છે. તું કોઇ જાતની બીક ન રાખીશ. તને ગર્ભ રહેવાની બીક લાગતી હશે, પણ મારી પાસે તે માટે અનેક દવાઓ છે. મારી ઇચ્છાને તાબે થઇશ તો મારા ઘરની માલેક પણ તું જ છે. બહારથી પવિત્ર ગણાઇ શકીશ. કેમ, છે કબુલ?' એ 'સજ્જન'ની 'સજ્જનતા' ભરેલી વાતો સાંભળી, મેં કંઇ જવાબ ન આપ્યો; એટલે મને વિચાર કરવાનું કહી, તે ત્યાંથી ચાલ્યો ગયો. આવા નરાધમો સમાજમાં સજ્જન ગણાય છે અને એ સજ્જનો જ વિધવાઓને પતિત બનાવે છે અને જ્યારે પોતાનો સ્વાર્થ સધાઇ રહે છે, ત્યારે તે બિચારીઓને તરછોડી દે છે. એ તરછોડાયલી સ્ત્રી કાં તો આપઘાત કરે છે કે કાં તો વેશ્યા બને છે. સમાજ એ સ્ત્રીઓનો બહિષ્કાર કરે છે અને એમને પતિત બનાવનાર સમાજમાં આનંદથી રહી શકે છે. શું હિન્દુસમાજની ખુબી છે! એ બિચારાને મારી 'દયા' આવતી હતી. મેં એ નફ્ટ પુરૂષના ઘરમાં રહેવું દુરસ્ત ન ધાર્યું. હું ત્યાંથી તરત જ બહાર પડી, મારી પેલી ભલી પાડોશણને ત્યાં ગઇ અને તેની જ મદદથી તમારે ત્યાં નોકરી મળી. બ્હેન! સમાજમાં આવા શયતાનોની વચ્ચે વિધવાને પવિત્ર જીવન ગાળવું કેટલું મુશ્કેલ છે? મેં મારા જીવનમાં અનેક ત્રાસો સહન કર્યા છે. એક વખત શેઠાણી હતી, આજે નોકર છું; મને મારા જીવનના દુઃખભર્યા પ્રસંગો યાદ આવવાથી જરા રડવું આવી ગયું. એ મારી હકીકત છે. સુધાબ્હેન!'

સુધા ગંગાની હકીકત સાંભળ્યા પછી વિચારમગ્ન બની ગઇ. 'શું એક વિધવાને પવિત્ર જીવન ગાળવામાં આટલી બધી મુસ્કેલી? કેટલીએ વિધવાઓને ન છૂટકે પતિત થવું પડતું હશે? એનાં માબાપે

સ્વાર્થને ખાતર એનું બળિદાન આપ્યું. આવી કોમળ કલિકાઓનું વગર ઇચ્છાએ બળિદાન દેવાય છે તો હું શું એમના ઉદ્ધાર માટે મારા જીવનનું બળિદાન ન આપી શકું ? મારા જીવનનો ઉપયોગ દુઃખી સ્ત્રીઓના ઉદ્ધાર માટે જ કરીશ. એમને ખાતર ગમે તેવો ભોગ આપવો પડશે, તો પણ હું આપીશ. એ જ મારો નિશ્ચય.' એટલામાં તેની માએ બોલાવવાથી સુધાની વિચારમાળા તુટી. તે ત્યાંથી ચાલી ગઇ.

સુધા એક શ્રીમંત અને વિદ્વાન પિતાની પુત્રી હતી. તેની મા પણ સંસ્કારી ને સુશિક્ષિત હતી. સુધાનાં માબાપ સુધારક હોવાથી, સુધા ૧૮ વર્ષની હોવા છતાં હજી કુમારિકા હતી. તેણે મેટ્રીક સુધી અભ્યાસ કર્યો હતો. સુધાનું સૌન્દર્ય અદ્ભૂત હતું. તેને જોનાર તેની પ્રતિભાથી અંજાઇ જતો. તેની આખી જ્ઞાતિમાં તેના સૌન્દર્યની પ્રશંસા થતી. આ સુંદર બાળાને પરણવા અનેક શ્રીમંત પુત્રો આતુર હતા, પણ હજીસુધી સુધાનો પ્રેમ મેળવવા કોઇ ભાગ્યશાળી બન્યું નહોતું.

આજે સુધા ગંભીર બની ગઇ હતી. ગંગાની આત્મકથા સાંભળ્યા પછી તેનું મન વિચારમમગ્ન બની ગયું હતું. તેની માના બોલાવ્યાથી તેને જવું પડયું.

'શું કરે છે સુધા ? જોને તારા કાકા આવ્યા છે.' તેની માએ કહ્યું.

'કેમ કાકા ! આજ કંઇ ઘણે દહાડે ? ઠીક છોને ? હમણાં તો આવતા પણ નથી ! '

'સુધા ! હમણા અમારાં શેઠાણી માંદાં હતાં, તેથી નીકળી શકાતું નહિ. ચાર દિવસ થયાં તે બિચારાં મરણ પામ્યાં, એટલે આજ આવવાનું બની શકયું.'

'શેઠ બિચારા મોટી ઉમ્મરમાં હેરાન થયા ! દીકરો છે કે નહિ ? સુધાએ પ્રશ્ન કર્યો.'

'ના રે બ્હેન ! ૬૦ લાખ રોકડા છે, પણ કોઇ ખાનાર નથી.

શેઠને ફરી પરણવાનો વિચાર છે અને તેથી યુવકવર્ગ ખુબ ધમાલ કરે છે. જોઇએ હવે શું થાય છે.'

'શેઠની ઉમ્મર કેટલી છે?'

'સાઠેક વર્ષની હશે.'

'કાકા, શું સાઠ લાખ રોકડા છે?'

'કેમ, સુધા! રૂપીયા જોઇ તને પરણવાનો મરજી થઇ ગઇ છે કે શું?' સુધાના પિતાએ બહારથી આવતાં સુધાનો પ્રશ્ન સાંભળી કહ્યું.

'બાપુ! પૈસા જોઇ કોનું ચિત્ત ન ચળે?' સુધાએ હસતાં હસતાં કહ્યું.

'સુધા! તું એ ડોસાને પરણે તો તારૂં નામ વર્તમાનપત્રોમાં પ્રસિદ્ધ થઇ જાય. પ્રસિદ્ધી મેળવવી હોય તો પરણી જા એ ડોસાજીને!' સુધાના પિતાએ સુધાની મશ્કરી કરતાં કહ્યું.

'હા, હું પરણવા તૈયાર છું–પણ એક શરતે.' સુધાએ જરા ગંભીર બની કહ્યું.

'શી શરત છે?' તેના કાકાએ પ્રશ્ન કર્યો.

'મારા નામે તમારા એ શેઠે સ્ત્રીધન તરીકે ૩૦) લાખ રૂપિયા બેંકમાં મુકવા.

'ત્યારે તો એમ જ કહેને કે તારે રૂપીયાને જ પરણવું છે.' સુધાના કાકાએ કહ્યું.

'હાસ્તો.'

'ઠીક, ત્યારે મગનલાલ! તારા શેઠને કહેજે કે મારી ત્રીસ લાખની ભત્રીજી તમને પરણવા તૈયાર છે.' સુધાના પિતાએ મશ્કરી કરતાં કહ્યું.

'કાકા! બાપુ તો મશ્કરી કરે છે પણ હું તમને ખરેખર કહુ છું. તમે જરૂર તમારા શેઠને મારી શરત સંભળાવજો. એ જો શરત માન્ય રાખે તો હું પરણવા તૈયાર છું મારી વાત હસવામાં કાઢી ન નાખતા.' સુધાએ ગંભીર સ્વરે કહ્યું.

'સુધા, સુધા ! તું શું બોલે છે ? એ મરણપથારીએ પડેલા ડોસાને પરણીશ ?' સુધાના પિતાએ હવે ગંભીર બની પૂછ્યું.

'હા.'

'તું શું બોલે છે, તેનું તને ભાન છે ? તારા જેવી સુશિક્ષિત બાળા વૃદ્ધ લગ્નને ઉત્તેજન આપે ?'

'બાપુ ! તમે મને પતિની પસંદગી કરવાનો હક્ક નથી આપ્યો ? શું તમે પણ અજ્ઞાન માબાપની જેમ બાળકોના લગ્નનો અધિકાર તમારા હાથમાં રાખવા માગો છો ? તમે મારી મરજી વિરૂદ્ધ ગમે તેને પરણાવશો ?'

'નહિ, પણ સુધા ! તારી પસંદગી અયોગ્ય છે, એટલે જ કહું છું.'

'પણ મારે તેની સાથે જીવન ગાળવું છે. તેની યોગ્યતા મારાથી અજાણી નથી. મને મારા જીવનનો સંપૂર્ણ ખ્યાલ છે, એટલે જ આટલો આગ્રહ કરૂં છું. હું જાણીજોઇને ખાડામાં પડું છું, તે પણ મને બરોબર ખ્યાલમાં છે. હું બધું સમજીને જ કરૂં છું.'

'પણ, સુધા ! લોકો તો એમ જ કહેશે ને, કે સુધા માટે પૈસા લીધા હશે. નહિ તો આવા ડોસાને શા માટે પરણાવે.'

'બાપુ ! તમે પણ લોકોનો ભય રાખો છો, એ ખરેખર આશ્ચર્ય પામવા જેવું છે. તમારા જેવા સુધારક પણ લોક–નિંદાથી ડરતા હશે, તે તો મેં આજે જ જાણ્યું. મારા જીવન કરતાં પણ તમને લોકોના મતની વધુ કિમ્મત છે ?'

'સુધા ! આવી ખોટી હઠ શા માટે કરે છે ?'

'બાપુ ! તમારી સુધાએ કદી ખોટી હઠ કરી છે ખરી ?'

'ભલે; તારી મરજી છે તો મારી ના નથી. પરણવું તારે છે; મારે નહિ.' સુધાના પિતાએ એક નિઃશ્વાસ નાખી સમ્મતિ આપી.

'ત્યારે કાકા જોડે જઇ મારી શરત એ શેઠને જણાવો.'

'એટલી બધી ઉતાવળનું શું કામ છે?'

'ત્યાંસુધીમાં કોઇ સ્થળે નક્કી થઇ જાય તો?'

'તો તું કંઇ કુંવારી નહિ રહી જાય, સુધા!' સુધાના કાકા મગનલાલે હસીને કહ્યું.

'ઠીક ત્યારે; હું રજા લઉં છું', એમ કહી મગનલાલ જવા નીકળ્યો.

'કાકા! ભૂલી નહિ જતા.' સુધાએ કહ્યું.

'હો બ્હેન! હો.'

સુધાના પિતા મોહનલાલ ગંભીર વિચારમાં પડયા: 'આ શું? એક ડોસાને પરણવા સુધા આટલી બધી આતુર કેમ હશે?' તેમને કંઇ સમજ ન પડી. તે પોતાની છોકરીને બરોબર ઓળખતા. સુધા કંઇ ઉછાંછળી છોકરી નહોતી; સંપૂર્ણ રીતે વિચાર કર્યા વિના તે કોઇપણ કાર્ય કરતી નહિ.

સુધાએ ખોટી લજ્જાને તિલાંજલી આપી હતી. તે પોતાના વિચારો માબાપને સ્પષ્ટ રીતે કહેતાં અચકાતી નહિ. પુરૂષવર્ગમાં પણ તે છૂટથી ભેળાતી. તે અનેક યુવાનોના પરિચયમાં આવી હતી, પણ હજી સુધી કોઇપણ યુવાન તેને પોતાને લાયક જણાયો નહોતો. પતિ–પસંદગીનો અધિકાર તેનાં માબાપે તેને જ સોંપ્યો હતો. અનેક યુવાનો સુધાના પતિ થવાની લાયકાત મેળવવા પ્રયાસ કરતા. પોતાને મેળવવા માટે અનેક યુવાનોને પરિશ્રમ કરતા જોઇ, સુધાને તેમની દયા આવતી. સુધાના અસાધારણ રૂપ–ગુણથી સૌ કોઇ તેને મેળવવા ઇચ્છે એ સંભવિત છે.

* * *

આજે આખા ગામમાં એક જ વાત ચર્ચાઇ રહી હતી. લોકો અજાયબીમાં ગરકાવ થઇ ગયા હતા. યુવાનો માનવાને ના પાડતા.

'શું સુધાનો વિવાહ ધનજીશેઠ સાથે ? એક સુધારક માબાપની સુશિક્ષિત અને સુધરેલી પુત્રી ડોસાને પરણશે ?' એ વાત કોઇના માન્યામાં આવતી નહિ. અનેક લોકોએ મોહનલાલ અને ધનજીશેઠને જાતે મળી ખાત્રી કરી. આ લગ્ન કેમ નક્કી થયાં હશે, એ પ્રશ્ન કોઇ ઉકેલી શક્યું નહિ.

*　　　　*　　　　*

થોડા દિવસ પછી સુધા પરણી ગઇ. આ લગ્ન ઘણી જ સાદાઈથી થયાં. તેમાં રીતરિવાજોને તિલાંજલી આપવામાં આવી હતી.

સુધાના પતિ ધનજીશેઠ ઘણા જ વૃદ્ધ દેખાતા. તેમનું પાતળું શરીર વાંકું વળવા આવ્યું હતું. જ્યારે સુધાના પિતાએ તેમને જોયા, ત્યારે તેમણે સુધાને ન પરણવા કહ્યું; પણ સુધા એકની બે ન થઇ.

ધનજીશેઠને જ્યારે સુધાના પિતાએ સુધા આપવાની વાત કરી, ત્યારે પ્રથમ તો તેમણે માનવા ના પાડી. 'એક સુધારક, વૃદ્ધ લગ્નનો વિરોધક, ઘર બેઠે વૃદ્ધને દિકરી આપવા આવે, એ તેમને ખરૂં લાગ્યું નહિ. સુધાની શરત સાંભળી તેમણે તરત જ કબુલ કરી. સુધા જેવી સુંદરીને ખાતર તેઓ પોતાની બધી મીલ્કત આપવા તૈયાર હતા. જે યુવાનો પોતાને પરણતાં અટકાવતા હતા, તેમને પોતે સુધા જેવી સુશિક્ષિત બાળાને પરણી બરાબર નમાવશે; એ વિચારે તેમને ખુબ આનંદ થયો.

શરત પ્રમાણે પૈસા સુધાના નામ ઉપર મુકાઇ ગયા. સુધાને ધનજીશેઠ પરણી જવાથી અનેક યુવાનો નિરાશ બની ગયા.

પ્રથમ રાત્રે સુધાને જોઇ ધનજીશેઠ વિચારમાં પડયા: તેમણે ત્રણ વખત લગ્ન કર્યાં હતાં. સ્ત્રીઓની કિમ્મત તેમને રમકડાંથી વિશેષ લાગતી નહિ, પણ સુધાની પ્રતિભાથી તો તેઓ અંજાઇ જ ગયા. સુધાનાં કૌમાર્યના પવિત્ર તેજથી તેજસ્વી બનેલા મુખ સામે તેમની ઘરડી આંખો જોઇ ન શકી. તેમને આ સ્ત્રીના પતિ થવા જેટલી

લાયકાત પોતાનામાં ન જણાઇ. કયાં એ પવિત્રતાની મૂર્તિ અને કયાં વાસનાનો ગુલામ પોતે? આવી એક અસાધારણ બાળાનો ભોગ લેવા માટે તેમણે પોતાની જાતને ખુબ તીરસ્કારી. તેમણે કોઇપણ ભોગે સુધાને સુખી કરવા મનમાં નિશ્ચય કર્યો. તેઓ સુધા પાસે ગયા. સુધા એક ખુરશી પર બેસી કંઇક વાંચતી હતી. ધનજીશેઠને જોતાં તેણે તેમને બેસવા ખુરશી આપી અને પોતે પણ બેઠી. સુધા હંમેશ જેવી જ જણાતી હતી. તેને પોતાના વૃદ્ધ પતિ માટે અણગમો હોય, એમ તેના મુખ ઉપર બીલકુલ દેખાતું નહિ.

'સુધા! હું ઘણો જ અધમ છું. તારા જેવી અસાધારણ સ્ત્રીનો પતિ થવાને લાયક નથી. હું બહુ પસ્તાઉં છું. મને મારા પ્રત્યે જ ધીઃક્કાર છૂટે છે.' ધનજીશેઠે માથે હાથ પછાડી કહ્યું.

'શા માટે પસ્તાવ છો?' સુધાએ પ્રશ્ન કર્યો.

'તારૂં બળિદાન લેવા માટે.'

'હું મારી ઈચ્છાથી જ તમને પરણી છું. તેમાં તમારે શા માટે પસ્તાવું જોઇએ?'

'સુધા! મેં જો પરણવાની ઇચ્છા કરી ન હોત તો તારૂં જીવન વેડફાત નહિ. હું મૃત્યુને પંથે પડવા છતાં વાસનાઓનો ત્યાગ ન કરી શક્યો. તું મારી સાથે રહી કેવી રીતે સુખ મેળવીશ, તે મને સમજાતું નથી.'

'હું તમને બધું સમજાવીશ. તમને જો તમારા કાર્ય પ્રત્યે ખરેખર ધીક્કાર ઉત્પન્ન થયો હોય તો પ્રાયશ્ચિત કરો. મારી દયા આવતી હોય, મને જો સુખી કરવાની ઇચ્છા હોય તો મારા કહ્યા પ્રમાણે કરો.'

'બોલ, સુધા! તું કેમ સુખી થઇ શકીશ? તારા સુખને ખાતર તું જે કહીશ તે કરવા હું તૈયાર છું. મારા પાપનું પ્રાયશ્ચિત તને સુખી કરવાથી જ થશે. બોલ, તું શું કહેવા માગે છે?'

'હું કહીશ તે કરી શકશો?' સુધાએ પોતાની મોટી આંખો ધનજીશેઠ સામે સ્થિર કરી પ્રશ્ન કર્યો.

'સુધા! તને વિશ્વાસ નથી?'

'મેં જે ઉદ્દેશથી તમારી સાથે લગ્ન કર્યાં છે તે ઉદ્દેશ પાર પાડવામાં મને સહાયભૂત થશો?'

'કયો ઉદ્દેશ?'

'અનાથ અબળાઓનો ઉદ્ધાર કરવાનો.'

'તારા ઉદ્દેશને પાર પાડવા, જેટલા જોઇએ તેટલા પૈસા પુરા પાડવા હું તૈયાર છું. તું જે કહીશ તે કરીશ. બીજું કંઇ કહેવું છે?'

'પૈસાથી પણ વિશેષ ભોગ આપવો પડશે. આપી શકશો?'

'તું જે કહે તે મારે કબુલ છે. શો ભોગ આપવાનો છે?'

'જીવનપર્યન્ત બ્રહ્મચર્યનું પાલન કરવાનો.'

'શું?' ધનજીશેઠ ચમકીને બોલ્યા.

'કેમ, ચમકયા?'

'તેમ કરવાનું કારણ એ જ કે તને તારા વૃદ્ધ પતિ માટે અણગમો છે. ખરૂં કે નહિ?'

'નહિ; તમારા પ્રત્યે અણગમો હોત તો તમને શા માટે પરણત?'

'તો પછી તારા કાર્યને એ વાત સાથે શો સબંધ?'

'એ ભોગ આપ્યા સિવાય મને મારી વિધવા બ્હેનોને વૈધવ્ય પાલન કરવાનો ઉપદેશ આપવાનો અધિકાર નથી. એક સધવા એ ભોગ આપ્યા સિવાય વિધવાઓને પવિત્ર જીવન ગાળવાનું કેમ કહી શકે? શું તમે ત્રણ ત્રણ વખત પરણ્યા છતાં હજી વાસનાઓ ત્યાગી શકતા નથી? તમે બાળવિધવાઓનો તો જરા વિચાર કરી જુઓઃ એ બિચારીઓ પોતાનું જીવન કેવી રીતે વિતાવતી હશે? તમે મને સુખી કરવા માગો છો? તમારો પસ્તાવો માત્ર શબ્દોમાં જ છે ને?' સુધાએ તીવ્ર સ્વરે કહ્યું.

'સુધા! ક્ષમા કર. હું તો એટલા માટે કહેતો હતો, કે આપણા બાપદાદાનું નામ કેમ રહેશે? આપણી મીલ્કતનો વારસદાર કોણ થશે?'

'હું સમજી; તમે પિતા થવા ઇચ્છો છો. શું એક જ પુત્રના પિતા થશો? મને તો અનેક બાળકોની માતા થવાની ઇચ્છા છે. આપણા બાપદાદાનું નામ અમર કરવાની મારી ઇચ્છા, શું તમે પૂર્ણ નહિ કરો? મારી અનેક માતાઓ અને બ્હેનોને તમે તમારા ગૃહમાં સ્થાન નહિ આપો? મારી ઇચ્છા પૂર્ણ કરવા કૃપા નહિ કરો?' સુધાએ આજીજીભર્યા સ્વરે કહ્યું.

'સુધા! મને માફ કર. હું વાસનાઓમાં અંધ બની ગયો હતો. તારી વિશાળ ભાવનાઓને સમજી શકવા જેટલી મારી બુદ્ધિ વિશાળ નથી. તેં મને કર્તવ્યનું ભાન કરાવ્યું. આજથી તું જ મારી માર્ગદર્શક છે. તું જે કહે તે મારે મંજુર છે.'

'આપણી બધી મીલ્કત એ સેવા પાછળ ફના કરવી પડશે. આપણા જીવન ઉપરથી, આપણી મીલ્કત ઉપરથી, આજથી આપણે આપણો અધિકાર ઉઠાવવો પડશે.' સુધાએ પતિનું મનોબળ માપવા કહ્યું.

'તે મારે માન્ય છે. સુધા!'

'તમે કેવા ઉદાર છો? તમારા જેવા ઉદાર અને સરળ હૃદયના પતિ મેળવવા માટે હું ખરેખર ભાગ્યશાળી છું.'

'એ તારી લાયકાત છે, સુધા!'

'ચાલો, હવે રાત ઘણી વિતી ગઇ છે; સુઈ જઇએ.' એમ કહી તે ઉઠી. ધનજીશેઠ ઉઠીને પલંગપર સુતા. સુધા તેમની ચરણસેવા કરવા બેઠી. 'સુધા, સુધા! આ શું કરે છે? મારા પગ દુખતા નથી અને દુખશે તો નોકરો ક્યાં નથી! તું સુઇ જા.' ધનજીશેઠે સુધાને પગ દાબતાં અટકાવી.

'પતિની સેવા નોકરો પાસે કરાવવાનું શિક્ષણ સુધાને મળ્યું નથી.' સુધાએ પોતાનું કાર્ય કરતાં કહ્યું.

પોતે એક આદર્શ સ્ત્રી મેળવવા ભાગ્યશાળી થયા છે, એ વિચારે ધનજીશેઠને આનંદ થયો. તેઓ સરળ સ્વભાવી હોવાથી, સુધાને સમજાવવું મુશ્કેલ ન થયું. પોતે જે કાર્ય કરવા બલિદાન આપ્યું હતું, તે કરી શકાશે કે નહિ, તે માટે ચિંતાતુર રહેતી સુધાની ચિંતા આજે દૂર થઇ.

પતિની ચરણસેવા કર્યા પછી સુધા બીજા ઓરડામાં સુવા ચાલી ગઇ.

*　　　*　　　*

સુધાનાં લગ્ન પછી થોડા દિવસ બાદ દરેક ભાષાના વર્તમાનપત્રોમાં નીચેની જાહેરખબર પ્રગટ થઇ:—

**'હિન્દુ કુમારિકા, સધવા કે વિધવાને દરેક પ્રકારની મદદ નીચેને સ્થળે અરજી કરવાથી મળી શકશે.'**

લખો:—સૌ. **સુધા ધનજી શેઠ, રત્નપુર**

ઉપરની જાહેરખબર પ્રગટ થયા પછી સુધાને ત્યાં થોડા દિવસમાં અરજીઓના ઢગલા આવી પડયા. સુધાએ એ અરજીઓ તપાસવા અને ઉત્તરો આપવા એક સેક્રેટરીની નીમણુક કરી દીધી હતી.

સ્ત્રીઓને રહેવા માટે એક વિશાળ મકાન પણ તૈયાર કરાવી રાખ્યું હતું.

થોડા દિવસમાં અનેક સ્ત્રીઓ સુધાને આશ્રયે આવી. માબાપે બલિદાન દેવા કાઢેલી કુમારિકાઓ પણ પોતાનું જીવન બચાવવા આવી હતી. અનાથ, પતિત વિધવાઓ, સાસરાંના કે પતિના ત્રાસથી કંટાળેલી સધવાઓ પણ સુધાના આશ્રયે આવી હતી.

સુધાના આશ્રમમાં સારી સંખ્યામાં સ્ત્રીઓ રહેતી. તેઓને દરેકની બુદ્ધિ પ્રમાણે જુદી જુદી જાતનું શિક્ષણ આપવામાં આવતું. દરેક સ્ત્રી સ્વાશ્રયી બની શકે, તે માટે તેમને જુદા જુદા હુન્નરો

શીખવવામાં આવતા. ગર્ભવતી વિધવાઓ માટે જુદો જ વિભાગ રાખવામાં આવ્યો હતો. તેમને માટે એક ડોકટર અને નર્સની ગોઠવણ કરવામાં આવી હતી. એ વિધવાઓ પોતાના બાળકો સહિત ત્યાં રહી અભ્યાસ કરતી. પતિત વિધવાઓ તરફ સુધા ઘણી જ માયાથી વર્તતી. આશ્રમની સ્ત્રીઓ સુધાને દેવી સમાન ગણતી. તેના અદ્‌ભુત ચારિત્ર્યબળની છાપ દરેક સ્ત્રીના મન ઉપર પડતી.

સુધા આશ્રમની દરેક જાતની વ્યવસ્થા પોતે જ કરતી. સુધા અને ધનજીશેઠ ભોજન પણ આશ્રમમાં જ કરતા.

* * *

'કેમ, મંગળા ! રડે છે ?' સુધાએ એક દિવસ એક યુવાન વિધવાને રડતી જોઇ પૂછ્યું.

'અમસ્તી !'

'સાચું કહે, મંગળા ! તને કંઇ દુઃખ છે ? મને કહે; મારાથી બનશે તો હું દૂર કરવા પ્રયત્ન કરીશ. તું રડ નહિ.' સુધાએ સ્નેહથી તેને વાંસે હાથ ફેરવતાં કહ્યું.

'ઓ સુધા બ્હેન ! તમારાં જેવાનાં સમાગમમાં રહેવા છતાં હું મારૂં મન વશ કરી શકતી નથી. મને મારા પ્રત્યે તીરસ્કાર આવે છે.' મંગળાએ રડતાં રડતાં કહ્યું.

'મંગળા ! તારી હૃદયવ્યથા હું સમજી. તું બાળવિધવા છે. તારાં માબાપે તારૂં બળિદાન દીધું. તું વિધવા બની, એમાં તારો શો વાંક ? તું પણ મનુષ્ય છે. વાસનાઓ તને શાંતજીવન ગાળવા દેતી નથી એ હું સમજી શકું છું. તારે માટે શાંતિનો માર્ગ પુનર્લગ્ન છે. તું પુનર્લગ્ન કરવા તૈયાર છે ? પરાણે વૈધવ્ય પાળી આત્માને કચડવા કરતાં પુનર્લગ્ન કરી લેવું એ વધુ શ્રેષ્ટ છે.'

'સુધાબ્હેન ! તમે તો પુનર્લગ્નથી વિરૂદ્ધ છો અને તમે જ

મને પુનર્લગ્ન કરવા કહો છો ?' મંગળાએ આશ્ચર્યભરી નજરે સુધા સામે જોઇ કહ્યું.

'મંગળા ! હું પુનર્લગ્નથી વિરૂદ્ધ છું, પણ તે એકલી સ્ત્રીઓનાં નહિ; પણ સ્ત્રી પુરૂષ બન્નેનાં, જે જ્ઞાતિઓમાં પુરૂષો ચાહે તેટલીવાર પરણી શકે છે, તે જ્ઞાતિઓની સ્ત્રીઓને પરાણે વૈધવ્ય પળાવવું, એવો મત હું ધરાવતી નથી. તારાં પુનર્લગ્ન હું મારે હાથે જ કરાવી આપીશ.'

'સુધાબ્હેન ! તમારા ઉપકારનો બદલો શી રીતે વાળી શકીશ ? મને અનાથને તમે આશ્રય આપી કેળવી અને મારે ખાતર લોકનિંદા સહન કરવા પણ તૈયાર થયાં: બ્હેન ! તમારા જેવી દેવીના સમાગમનો લાભ મેળવવા ખરેખર હું નશીબવાન છું.' એમ કહી મંગળા સુધાનાં ચરણોમાં નમી પડી. સુધાએ તેને પ્રેમથી ઉઠાડી ગળે લગાડી.

સુધા દરેક કાર્ય સંજોગો પ્રમાણે કરતી. કોઇપણ વાતને વળગી રહેતી નહિ.

સુધાએ એક યોગ્ય પુરૂષ સાથે મંગળાનાં પુનર્લગ્ન કરાવી આપ્યાં. આથી સમાજમાં તેને માટે ખુબ ચર્ચા થઇ, પણ સુધાને તેની પરવા નહોતી તેણે સમાજ પાસે કોઇપણ જાતની મદદ લીધી નહોતી અને તેને લેવી નહોતી, પોતાના સિદ્ધાંતો પ્રમાણે વર્તવા ખાતર તેણે બળિદાન આપ્યું હતું. સમાજની મદદ મેળવી તે સંસ્થા તૈયાર કરી શકત, પણ તેથી સમાજ વિરૂદ્ધ કોઇ કાર્ય કરવા જતાં તેની સંસ્થા તુટી જવાનો સંભવ હતો. આ જ કારણથી સુધાએ ધનજીશેઠ સાથે લગ્ન કર્યાં અને પોતાને પૈસે જ કાર્ય શરૂ કર્યું. લોકોએ તેની ખુબ નિંદા કરી, પણ સુધાને કે તેની સંસ્થાને તેથી કંઇ નુકશાન નહોતું.

સુધા આશ્રમમાં તૈયાર થઇ નીકળેલી સ્ત્રીઓને શિક્ષણનો પ્રચાર કરવા ગામેગામ મોકલતી. કોઇપણ હિન્દુ સ્ત્રી અજ્ઞાન ન રહેવી જોઇએ, એવી સુધાની ભાવના હતી. એ ભાવના પૂર્ણ કરવા તે ગામે-

ગામ શિક્ષણનો પ્રચાર કરવા મહેનત કરતી. દરેક સ્થળે શિક્ષણ સંસ્થાઓ સ્થાપી તેણે આશ્રમની તૈયાર થયેલી સ્ત્રીઓને ત્યાં જુદા જુદા કામે ગોઠવી હતી. આ કાર્યથી અનેક સ્ત્રીઓનાં જીવન ઉપયોગી બન્યાં.

* * *

સુધાના આશ્રમને પાંચ વર્ષ પુરાં થવા આવ્યાં. ધનજીશેઠ આજે કેટલાક દિવસથી માંદા હતા. તેમની માંદગી આજે જરા ગંભીર જણાતી હતી. સુધા રાતદિવસ તેમની સેવામાં ખડે પગે હાજર રહેતી.

'સુધા ! જરા પાણી પા તો.' ધનજીશેઠે ધીમે સ્વરે કહ્યું. સુધાએ પતિને પાણી પાયું. પાણી પીવાથી ધનજીશેઠ જરા સ્વસ્થ થયા.

'સુધા ! હવે હું નહિ બચું; પણ મને હવે દુ:ખ નથી. હું તારા જેવી પત્નીનો પતિ થવા માટે મગરૂર છું. મારૂં જીવન, મારો પૈસો, તેં ઉપયોગી બનાવ્યો. ક્ષુદ્રહૃદયી હું એક જ બાળકનો પિતા થવાની ઇચ્છા રા ખતો, તેને તેં અનેક બાળકોનું પિતૃપદ અપાવ્યું. બોલાવ, મારાં પ્યારાં બાળકોને; એક વખત બધાંને ભેટી લેવા દે.'

સુધાએ આશ્રમના બાળકોને બોલાવ્યા. આ બાળકો માર્ગ ભૂલેલી વિધવાઓના હતા એ કહેવાની જરૂર નથી. તેઓ આવ્યા. ધનજીશેઠે તેમને પ્રેમથી બોલાવ્યા. એ સુકોમળ બાળકોને જોઇ તેમનું હૃદય આનંદથી પ્રફુલ્લિત બન્યું.

'મારા બાળકોને માટે મારી મીલ્કત તને સોંપું છું.' એમ કહી ધનજીશેઠે એક કાગળ સુધાના હાથમાં મુકયો, તે ધનજીશેઠનું વીલ હતું. તેમાં તેમણે પોતાની મીલ્કત સુધાને સોંપી હતી. અને તેનો આશ્રમમાં કરવા જણાવ્યું હતું.'

સુધાએ આશ્રમની સ્ત્રીઓને પણ બોલાવી. દરેક સ્ત્રી જાણે પોતાનો જન્મદાતા પિતા મરણ પામતો હોય તેમ શોકથી ગાંડી બની ગઇ હતી. નાના નાના બાળકો પણ રડી રહ્યા હતા.

'સુધા ! આપણું કુટુંબ કેટલું વિશાળ છે ?' ધનજીશેઠે પોતાની નજર પોતાના ચીકાર ભરાઇ ગએલા ઓરડામાં ફેરવી કહ્યું.

'તમારા જેવા મોટા માણસનું કુટુંબ આટલું વિશાળ હોય તેમાં શું આશ્ચર્ય?' સુધાએ ઉત્તર આપ્યો.

'પણ એ તારે લીધે; તારા જેવી વિશાળ હૃદયની અને વિશાળ બુદ્ધિની સ્ત્રી જ આવા વિશાળ કુટુંબનું પોષણ કરી શકે. સુધા! હું કેવો ભાગ્યશાળી છું? પણ હવે હું તને મદદ નહિ કરી શકું. હવે તારે જ માતા પિતા બન્નેનું કાર્ય કરવાનું છે. મારાં બાળકો! મારી પુત્રીઓ! તમારી માને સાચવજો. એ આપણા સૌની ઉદ્ધારક છે. એને કદી હેરાન ન કરતા. તમારો પિતા પણ હવેથી એ જ છે.' એટલું બોલતાની સાથે ધનજીશેઠનો આત્મા આ લોકમાંથી વિદાય થયો. દરેકની આંખમાંથી આંસુઓની ધારા વહી રહી હતી. સુધા બેભાન બની, પડી ગઇ. આખા આશ્રમમાં શોક છવાઇ રહ્યો.

ધનજીશેઠ ગયા, પણ તેમની કીર્તિ અમર રહી ગઇ. સુધા શોકને હૃદયમાં શમાવી પોતાનું કર્ત્તવ્ય કરતી. તેને ધનજીશેઠના મરણથી ઘણું જ દુ:ખ થયું હતું. પણ તે મૂર્ખ નહોતી. તે આશ્રમને ધનજીશેઠના મરણથી પડેલી ખોટ જણાવા દેતી નહિ.

સુધાએ સમાજને નર્સો, શિક્ષિકાઓ, સેવિકાઓ, પુરી પાડી હતી. અનેક બાળકોને તે બચાવી શકી હતી. અનેક સ્ત્રીઓને તે પતિત થતી, પરધર્મમાં જતી, અટકાવી શકી હતી. ઘણીએ કુમારિકાઓનાં બળિદાન દેવાતાં તેણે અટકાવ્યાં હતાં. પોતાના આદર્શજીવનથી તે લોકોમાં પૂજાતી. સમાજ પણ સુધાને હવે ઓળખી શક્યો હતો. તે જ્યાં જતી ત્યાં લોકો તેને પ્રેમથી વધાવતા અને પૂજન પણ કરતા; પણ એ પૂજન પાછળ રહેલું આદર્શ સ્વાર્પણ ઘણા જ થોડા જાણતા.

સુધા પોતાના એકના સ્વાર્પણથી અનેક બળિદાનો અટકાવી શકી હતી. સુધાને પોતાનું સ્વાર્પણ, પોતાની ભાવનાઓ, બરાબર પાર પડેલાં જોઇ ઘણો જ આનંદ થતો.

પણ એ આનંદ કેટલો મોંઘો હતો?

---

# મણી કે મેરી ?

'ભલાં બાનુ ! માયાળુ મેરીબેન, મારી સાથે આવવા મહેરબાની કરશો ? ઘરમાં મરવા પડી છે.' એક પચાસ વર્ષની ઉમરના પુરૂષે હાંફતાં હાંફતાં કહ્યું.

'મને હમણાં તો મુદ્દલ ફુરસદ નથી.' નર્સ મેરીએ બેદરકારીથી કહ્યું.

'અરે બ્હેન ! દયા કરો. એ મરી જશે તો મારાં નાનાં છોકરાં રઝળી પડશે. આ પાકા પાનપર દયા કરો.' પેલા વૃદ્ધ પુરૂષે કરગરતાં કહ્યું.

'દયા ? અને તે તમારી ઉપર ? ઇશ્વર પાસે દયા માગો. તમે દયાને લાયક છો ખરા ?' મેરીએ તીરસ્કારથી કહ્યું.

'તમારે પગે પડું; મહેરબાની કરી ચાલો.' પેલા વૃધ્ધે પાઘડી ઉતારી પગે લાગતાં કહ્યું.

'ઠીક છે; જાઓ, થોડીવાર પછી આવું છું.'

'પણ...'પેલો પુરૂષ કંઇ કહેવા જતો હતો, પરન્તુ તેને મેરીએ તેની કાકલુદી સાંભળ્યા સિવાય જ એકદમ રવાના કરી દીધો.

પેલા પુરૂષના ગયા પછી મેરીની પાસે બેઠેલી તેની સખી લીનાએ કહ્યું: 'મેરી ! તારી દયા કયાં ગઇ ? તું આવી નિષ્ઠુર કયારથી બની ?'

'લીના ! હું દયાહીન બની નથી, પણ એ બુઢ્ઢાએ જ મને દયાહીન બનાવી. આજે એ મારી પાસે દયા યાચતો હતો અને એક વખત હું એની પાસે દયા માગતી હતી. પણ એ નિષ્ઠુરે મારાપર દયા ન કરી અને એણે જ મને 'મેરી' બનાવી.'

'શું કહે છે? મેરી! કહે મને; કોણ હતો એ?' લીનાએ પ્રશ્ન કર્યો.

'મારો બાપ!'

'શું એ તારો બાપ હતો?' લીનાએ આશ્ચર્યથી પૂછ્યું.

'હા, લીના! જન્મદાતા હતો એ.'

'પણ તે હિન્દુ, અને તું તો ખ્રિસ્તી. એ તારો બાપ કેવી રીતે?' લીનાએ નવાઇ પામતાં કહ્યું.

'લીના! તું મારા જીવનથી અજાણી રહે એ ઠીક ન કહેવાય. લે જો, સાંભળ; તને મારાં વીતક કહી સંભળાવું:–

'માબાપે મને દસમે વર્ષે પરણાવી અને લગ્ન પછી બીજે જ મહિને મારા પતિને શીળી નીકળ્યાં અને તેનો પોતે ભોગ બન્યા. હું વિધવા થઇ. દસ વર્ષની બાળાને વૈધવ્યનું દુઃખ ક્યાંથી સાલે? મને તો કંઇપણ દુઃખ ન જણાતું. માત્ર વસ્ત્રાલંકારો પહેરવા નહિ મળતા; પણ આ જીવ જરા રમતીયાળ હોવાથી, મારાં માબાપ મને કંઇ પહેરાવતાં નથી એમ જ હું તો માનતી. મારાં સાસુ સસરા પોતાના એકના એક પુત્રના મરણનો આઘાત સહન ન કરી શક્યાં. તેઓ પણ પુત્રવિયોગે ઝુરી ઝુરીને જગત્ છોડી ગયાં. મારા સસરાની સ્થિતિ સાધારણ હતી. કુટુંબમાં દૂરના એમને બે ત્રણ ભાઇઓ હતા તે મારા સસરાની મીલ્કતના માલેક થઇ પડયા, ને સરકારના એકતરફી–અવળચંડા વારસાઇ હક્કના કાયદાને ભોગે, હું તો ભીખારણ જ રહેવા પામી. શું કરૂં? પેટીઉં કહાડવા માબાપને ત્યાં પડી રહેતી.

એ વાતને ૫ વર્ષ થવા આવ્યાં. મારા દેહમાં યૌવને પ્રવેશ કર્યો. મનમાં અવનવા અભિલાષો ઉત્પન્ન થવા લાગ્યા. લગ્નનો લહાવો લેવા નીકળેલા માબાપને મેં અનેક શાપ આપ્યા; પણ તેથી શું? હું રાતદિવસ બળવા લાગી. મને શું જોઇએ છે, તે હું બરાબર સમજતી; પણ મારે કપાળે 'વિધવા'પણાનો ડામ દેવાયલો હતો!

અમારી જ્ઞાતિ ઉચ્ચ ગણાતી. તેમાં પુનર્લગ્નનો રિવાજ ક્યાંથી સંભવે? એટલે મારે પરાણે વૈધવ્ય પાળવું પડતું.

અમારી પાડોશમાં એક યુવાન રહેતો હતો. તેની નજર મારા તરફ હતી. હું બહાર જતી ત્યારે તે પોતાની મનોવૃત્તિ દેખાડવા મારી સામે અનેક ચાળા કરતો. મને પણ તેમાં મઝા આવતી, એટલે હું તેના ઘર પાસેથી અનેક વખત આવજાવ કરતી. એક દિવસ એકાંતમાં તેણે મને પોતાની ઇચ્છા જણાવી. લજ્જા અને બીકથી પ્રથમ તો મેં આનાકાની કરી, પણ તેની મીઠી જબાનથી તેણે મને વશ કરી લીધી. હું પણ તેની પાછળ દીવાની બની. મેં તેને તન–મન અર્પણ કર્યું.

અમારો સંબંધ ગુપ્ત હતો, પણ એવાં વર્તન તે ક્યાંસુધી છૂપાં રહી શકે? મારાં માબાપ પણ મારી હકીકત જાણી ગયાં. તેમણે મને ખુબ ધમકાવી, પણ હું તેથી કંઈ અટકી નહિ. લોકો મારી નિંદા કરતા. મારાં માબાપે પોતાની ધમકીની અસર મારાપર થયેલી ન જોઇ, એટલે મને મારપીટ કરી. તે મને ઘણો જ ત્રાસ આપવા લાગ્યા. આથી મેં મારા આશકને એ સિતમગુજારીની હકીકત સંભળાવી. તેણે મને પોતાની સાથે નાસી આવવા કહ્યું. મને પણ એ વાત ગમી. મારો એ આશક મને ઘરમાંથી જે કંઇ મળે તે લેવાની સૂચના કરવા ચુકયો નહોતો. એક દિવસ લાગ જોઇ અમે બન્ને પલાયન કરી ગયાં. મારો આશક પોતાની મીઠી જબાનથી મને પટાવી પટાવી મેં જે કંઇ મીલ્કત આણી હતી તે લઇ લેતો. પછી તો ધીમે ધીમે તેણે પોતાનું સાચું પોત પ્રકટ કરવા માંડયું. મને પૈસે ખાલી થયેલી જોઇ, તેણે મારા ઉપરનો પોતાનો કપટી સ્નેહ પણ ખેંચી લીધો. તેણે મને ત્રાસ આપવો શરૂ કર્યો. હું અનાથ હોઇ બધું મૂગે મ્હોંડે સહન કરતી.

એક દિવસ તે એક અજાણ્યા પુરૂષને ઘેર તેડી લાવ્યો. મને

એ પુરૂષનાં લક્ષણ કંઇ જુદાં જ દેખાયાં. મારા આશકે તેને એક ઓરડામાં લઇ જઇ તેની સાથે વાતચિત કરવા માંડી. મને પણ તેમની વાતો સાંભળવાનું મન થવાથી હું દરવાજા આડે ઉભી રહીને સાંભળવા લાગી. સાંભળીને હું ચમકી. વાતો મારા જ સંબંધમાં થતી હતી. મારો આશક એ પુરૂષ સાથે મારા વેચાણનું સાટું કરતો હતો. હું ગભરાઇ. હવે મારે ક્યાં જવું ? મને મારી ભૂલ માટે ખુબ પસ્તાવો થવા લાગ્યો. મેં મારાં માબાપને ગામ પાછા ચાલી જવાનો વિચાર કર્યો. મારા બાપનું ગામ કંઇ દૂર નહોતું અને મને રસ્તાની બરાબર ખબર હતી; એટલે તે જ દિવસે હું ત્યાંથી ચાલી નીકળી. હું રાત્રિના અંધકારમાં અથડાતી કુટાતી મારા બાપના ઘર પાસે આવી પહોંચી. દરવાજો ઠોકયો. મારા બાપે થોડીવાર રહી ઉઘાડયો. મને ઉભેલી જોઇ મારો બાપ તડુકી ઉઠયો.

'રાંડ ! તું શું કરવા આવી ? મારી સાત પેઢીનું નામ લજાવ્યું, તું ગઇ તે જ દિવસે મેં તો તારા નામનું સ્નાન કરી લીધું છે. નીકળ અહિંથી; તારૂં કાળું મોં ફરી મને બતાવીશ નહિ.'

'બાપા ! અત્યારે ક્યાં જાઉં ? મારા પર દયા કરો, મને માફ કરો, હું ભૂલી. મને એક વખત ક્ષમા કરો.' હું તેમને પગે પડી રડવા લાગી, પણ એ ક્રૂર પિતાએ મને દૂર હડસેલી દીધી. 'રાંડ—કુભારજા તારા નાપાક દેહથી અમારૂં ઘર અભડાવતી નહિ,' એમ કહી તેઓ દરવાજો બંધ કરવા લાગ્યા.

હું ચોધાર આંસુએ રડતી ફરી તેમની દયા યાચવા લાગી. 'ઓ બાપુ ! હું આ ભયંકર રાત્રિના અંધકારમાં ક્યાં જાઉં ? મને એક રાત સુવા દ્યો. સવારે હું ગમે ત્યાં ચાલી જઇશ.'

'અભાગણી ! મારી ઇકોતેર પેઢીની આબરુ પર પાણી ફેરવાવવું છે ? તું વંઠી એટલે તારી સાથે અમારેય નામ લજાવવું ? જા અને ધરતી તને કયાંય જગા ન દેતી હોય તો પડ કુવામાં.' એમ કહેતાંની સાથે તેમણે દરવાજો બંધ કરી દીધો.

હું દરવાજા પાસે બેસી ખુબ રડી. ચારે તરફ શૂન્ય હતું. જાણે હું જ એકલી ભયંકર પિશાચિની હોઉં, તેમ કુતરાં પણ ભસી ભસીને આ બળેલીને વધુ બાળતાં અને ડરાવતાં. હું ત્યાંથી ઉઠી. પણ કયાં જવું ? કંઇપણ નક્કી કર્યા વિના રસ્તા પર ચાલવા લાગી. થોડું ચાલ્યા પછી મારાથી આગળ ચાલી શકાયું નહિ. પગ દુઃખવા આવ્યા હતા. વળી હું સગર્ભા હતી. મને નવમો માસ બેસી ગયો હતો. એ જ સમયે મને પેટમાં દર્દ થવા લાગ્યું. હું રસ્તામાં બેસી ગઇ. બ્હેન લીના ! મારા મનની તે વખતની સ્થિતિ તું કલ્પી શકશે ? હું તદ્દન નિરાધાર હતી. જગતમાં મારૂં કોઇ નહોતું. અબળા જાત, તેમાં પાછી સગર્ભા અને રાત્રિના ઘોર અંધકારમાં નિર્જન રસ્તાપર એકલી ને અટુલી ! તે વખતે મારૂં હ્રદય ભયથી ધ્રુજી ઉઠે એમાં શું આશ્ચર્ય છે ?

હું ઘણીવાર સુધી ત્યાંજ પડી રહી. પેટમાં દર્દ વધવા લાગ્યું હતું. થોડીવાર પછી એકાએક મોટરના અવાજથી હું ચમકીને ઉભી થઇ ગઇ. મોટર મારી તદ્દન નજીક આવી પહોંચી. હું ભયથી કંપવા લાગી. અડધી રાતના કોણ ફરવા નિકળ્યું હશે ? પણ એકાએક મોટર મારી પાસે આવી ઉભી રહી. તેમાંથી અવાજ આવ્યોઃ—

'કોણ છે ?' મારાથી ભયને લીધે ઉત્તર ન અપાયો. મોટરમાંથી એક જણુ ઉતરી મારી પાસે આવ્યું. તે એક યુરોપિયન બાઇ હતી. તેણે મને પ્રેમથી પૂછ્યું:

'બ્હેન ! તું કોણ છે ? અત્યારે અહીં શું કરે છે ?'

'હું એક નિરાધાર અનાથ સ્ત્રી છું. મારૂં આ સંસારમાં કોઇ નથી.' એમ કહેતાં હું રડી પડી.

'જેનું કોઇ નથી, તેનાં અમે છીએ. ચાલ મારી સાથે,' એમ કહી તે ભલી સ્ત્રીએ મને મોટરમાં બેસાડી.

થોડી જ વારમાં મને એ ભલાં બાઇ એક મોટા મકાન પાસે લઇ આવ્યાં. ત્યાં પહોંચતાં જ મેં એ સ્ત્રીને મારી હકીકત કહી અને એક કલાક પછી મેં એક પુત્રીને જન્મ આપ્યો.

ધીમે ધીમે હું સારી થતી ગઇ. હિન્દુસમાજમાં મારે માટે સ્થાન ન હોવાથી હું ખ્રિસ્તી બની. એ યુરોપિયન બાઇની દેખરેખ નીચે ચાલતા મીશનમાં રહી મેં નર્સીંગનો અભ્યાસ કરવા માંડયો. મારો અભ્યાસ પુરો થતાં હું મારા બાપના ગામમાં ધંધાર્થે રહી. ગામના લોકો મને મણી તરીકે ઓળખતા ન હોવાથી મારી સેવા લેતા અચકાતા નથી. મારો બાપ પણ મને ઓળખી શકયો નથી; પણ જો તે જાણે તો મને ઘરમાં પગ મૂકવા ન દે. ચાલ તારે ગમત જોવી હોય તો. આજે ગામને જાણવા દે, કે આ બાનુ બીજી કોઇ નહિ, પણ મેરીના ભેદી નામવાળા બુરખામાં છુપાયલી મણી છે.' એમ કહી મેરી લીનાને લઇ પોતાના બાપને ઘેર ગઇ. મેરીનું સ્વાગત કરી તેનો બાપ તેને દર્દીના ઓરડામાં લઇ ગયો; પણ ત્યાં અજબ ચમત્કાર થયો ! મેરીની માંદી માએ તેને જોતાંની સાથે ઓળખી અને પૂછ્યું:—

'કોણ, મણી ?'

-'હા, એક વખતની તમારી મણી, પણ હવે હું 'મણી' નથી; 'મેરી' છું.'

મેરીનો બાપ પોતાની છોકરીને ઓળખતાંવંત જ બુમ પાડી ઉઠયો:

'તું મરી કેમ ન ગઇ ? રાંડ ! ખ્રિસ્તી થવાને બદલે કુવામાં કેમ ન પડી. નીકળ, મારૂં ઘર વટલાવ્યુ.'

'એ આપણા જ પાપે ખ્રિસ્તી બની છે. શા માટે એને તમે ઘરમાં આવવા ન દીધી ? મણી, મણી! એકવાર મને ભેટી લેવા દે' એમ કહી તેની મા તેને ભેટી પડી. બન્ને મા દીકરીએ અશ્રુ સારી મન શાંત કર્યું.

આ દૃશ્ય તેનો રૂઢિગ્રસ્ત બાપ સહન ન કરી શક્યો.

'ઓ અભાગણી ! તું અમને પણ ખ્રિસ્તી બનાવવા માગે છે ? તને તો અડવામાં પણ પાપ છે. જા, તારું કાળું મોં મને ફરી ન બતાવતી.'

'ઘણી જ ખુશીથી, તમારો ઉપકાર માનું છું, કે તમારે લીધે મારો જન્મ સફળ થયો. તમારા ઘરમાં કામ કરી કરી મરી જાત, તેને બદલે આજે તમારી કૃપાથી હું લોકોપયોગી બની શકી. મને અડવામાં લોકો પોતાને ભાગ્યશાળી સમજે છે. મારી સાથે એક શબ્દ બોલવાનું જેને પ્રાપ્ત થાય છે, તે પોતાને ધન્ય માને છે. એ બધો પ્રતાપ તમારો અને તમારા સમાજનો. તમે સુખેથી તમારો ધર્મ પાળો. હું કંઇ તમને વટલાવીશ નહિ. તમારો સમાજ પોતાને અયોગ્ય લાગતી વ્યક્તિઓ અમારા સમાજને સોંપી દે છે. જો તમને પણ તમારી નાતજાતમાં કોઇ તમારા ઉપયોગનું ન જણાય તો અમારા સમાજમાં મોકલી દેજો. સાહેબજી ! ફરી વળી કાંઇ કામકાજ હોય તો પાછા તેડવા પધારશો !' એમ કહી મેરી વ્યંગમાં હસતી લીનાને લઇ ચાલી ગઇ.

મેરીએ આખા ગામમાં પોતાનું પૂર્વનું નામ જણાવી દીધું. થોડા દિવસ તો લોકોએ વાતો કરી, પણ ગામમાં બીજી કોઇ નર્સ ન હોવાથી તેમને મેરી પાસે જવું પડતું; મેરીની ખુશામત કરવી પડતી. મેરીને તેમની ઉપર ઘણી દયા આવતી.

સ્વાર્થી લોકો ગમે તેની ખુશામત કરતાં અચકાતા નથી. એ ગામના લોકો પણ સ્વાર્થને ખાતર મેરીના પગ પકડતાં શરમાતા નહિ.

'મેરી ! મેં તો જાણ્યું કે તને ઓળખ્યા પછી લોકો તારી પાસે હવે નહિ આવે, પણ આતો જાણે ગાડરીઓ સંઘ !' એક દિવસ લીનાએ મેરીને કહ્યું.

'લીના ! હિન્દુસમાજ સ્વાર્થને ખાતર બધું સહન કરી શકે છે. એ સમાજ એક તરફ મારા જેવી મણીઓને બહિષ્કૃત કરે છે અને બીજી તરફ મેરીઓને અપનાવે છે. પરધર્મમાં જવાની, પતિતા બનવાની, એવી દરેક જાતની સ્વતંત્રતા, આજનો હિન્દુસમાજ અનાથ વિધવાઓને આપે છે. એ હક્કનો ઉપયોગ જેને જેમ ફાવે તેમ કરે છે. મેં મણીમાંથી મેરી બનીને એ હક્કનો ઉપયોગ કરી લીધો.'

'હિન્દુસમાજમાં મણી પ્રમાણે હક્કનો ઉપયોગ કરનાર વિધવાઓ કેટલી હશે ?' લીના ઘણીવાર સ્વગત વિચારતી.



# બાળલગ્નની વેદીપર

'કેમ, નક્કી થયું?'

'એમ તે કંઇ નક્કી કરી દેવાય છે? મોટું ઘર જોયું તે પ્રમાણે આપવું પણ જોઇશે ને! થોડુંઘણું તો તેમની નજરમાં જ નહિ માવાનું; માટે પૈસાની સગવડ થાય તો નક્કી કરૂં.' રામજી-ભાઇએ પોતાની મુશ્કેલી પત્નીને જણાવી.

'પણ હવે ગમે તેમ કરી જલદી નક્કી કરો તો સારૂં. લીલાને બાર વર્ષ પુરાં થશે. હવે તો આડોશીપાડોશી પણ વાતો કરે છે. પરમ દિવસે પેલાં રાધાબાઇએ તો મ્હોંઢામ્હોંઢ કહ્યું, કે 'છોકરીને હજી કેટલીક મોટી કરવા ધારી છે?' માટે હવે તો એને પરણાવી દઇએ તો લોકનિંદામાંથી છૂટીએ. તમે ગમે તેમ કરી સગવડ કરો. એ નહિ તો બીજો.' જમનાબાઇએ કહ્યું.

'ઠેકાણાં તો :ઘણુંય છે. વરનો શો કાળ પડ્યો છે! પણ આપણી એકની એક દીકરીને ગમે તેવા ઉકરડે-કેમ જ ઉશેટી દેવાય?'

'તે ખરૂં; પણ મોટું ઘર જોવા જતાં તે પ્રમાણે આપવું પણ જોઇશે ને? અને એવો કરિયાવર કયાંથી લાવશું? તમારા પચાસ રૂપિયાના પગારમાંથી જેમ તેમ નભાવીએ છીએ, તો પછી ૨-૩ હજારનો માલ આપવા જેટલા પૈસા કયાંથી કાઢશું? શ્રીમંતાઇ પાછળ તણાવા કરતાં કોઈ આપણા જેવું સાધારણ સ્થળ પસંદ કરી લ્યો તો શું ખોટું? છોકરીના નશીબમાં જેટલું સુખ હશે તેટલું મળશે.'

'તારૂં કહેવું ખરૂં છે, પણ આપણી લીલાને ગરીબાઇમાં

ધકેલી દેવા મારૂં મન માનતું નથી. આપણને ભલે ભીખ માગવાનો વખત આવે, પણ લીલાને તો સારે ઠેકાણે આપશું. આપણને એના સિવાય બીજું કોણ છે?'

'પણ પહેરામણી દેવાની, તેનું શું થાય?'

'વાંધો એ જ નડે છે ને! મારો વિચાર એવો છે કે આપણું ઘર મારવાડીને ત્યાં ગીરો મૂકી પૈસા મેળવીએ. પછી નશીબમાં હશે તો પાછાં વડીલોપાર્જિત ઘરભેગાં થઇશું. એકવાર છોકરીનાં લગ્ન કરી દઇએ કે ગંગા ન્હાયાં. પછી જે થવાનું હોય તે ભલે થાય. લોક-નિંદામાંથી તો છૂટશું?'

'અરે દૈવ! છતે ઘરે ઘર વગરનાં થવાનું!'

'ત્યારે શું કરવું? ભાગ્યમાં લખ્યું હોય તે ભોગવવું; બીજું શું! છતી આંખે ગરીબને ઘેર છોકરી આપીને તેને જન્મભર ગરીબાઇમાં રાખવી, એ તો મને નહિ જ ગમવાનું; માટે કન્યાદાન સાથે ગૃહદાન કરવા સિવાય બીજો રસ્તો નથી. મેં ઘણા વિચાર કરી એ જ નક્કી કર્યું છે.' એમ કહી રામજીભાઇ કપડાં પહેરી ઘરમાંથી બહાર પડયા.

બિચારી જમનાબાઇ છોકરી માટે બાપદાદાનું ઘર ગીરવી રાખવું પડશે, એ વિચારે ઘણી દુઃખી થઇ.

આ સર્વ દુઃખનું કારણભૂત બનેલી નિરપરાધી લીલાએ રંક માબાપનું સંભાષણ દરવાજા આડે રહી સાંભળ્યું. પોતાને માટે ઘર ગીરવી રાખવાનો વખત આવવાથી તેને ઘણું જ ખરાબ લાગ્યું. ખોટી શરમ છોડીને પોતે જ જો બાપને મ્હોંડે એમ કહે, કે 'મને ગરીબને જ આપો' તો 'આજની છોકરીઓને જરાયે લાજશરમ નથી' એમ કહી માબાપ પોતાને ધૂતકારી કાઢશે—એવી ધાસ્તીથી તે બીચારી કંઇ ન બોલી.

રામજીભાઇએ પસંદ કરેલ વરના બાપનું નામ લાલચંદ હતું.

લાલચંદશેઠ એક મોટા વેપારી હતા. તેમનો વેપાર બહોળા પ્રમાણમાં ચાલતો હતો. ગામમાં તેઓ આગેવાન ગણાતા; લાલચંદશેઠ ઉપર સરસ્વતીની નહિ; પણ શ્રીની કૃપા હતી.

લાલચંદશેઠને ઘણાં વર્ષથી પુત્ર-મુખનાં દર્શન નહોતાં થયાં. તેમણે જો કે તેને ખાતર જોઇએ તેટલા જપ-તપ-તંત્ર-મંત્ર કરેલા; પણ દેવ તુષ્ટમાન ન જ થયા. છેવટે એક પુત્ર થયો, તેને સૌ શાંતિલાલને નામે ઓળખતા.

શાંતિલાલ ૭ વર્ષનો થતાં તેને નિશાળે બેસાડયો. શ્રીમંત પુત્રને ભણવાની ખાસ જરૂર હોતી નથી; તોપણ શાંતિલાલના નશીબમાં કાળાઅક્ષરને કુટી મારવા જેટલું વિદ્યાધન હોવાથી, પાંચ ચોપડીનું જ્ઞાન તે મેળવી શકયો. તેના પિતાને, પુત્રને વધુ શિક્ષણ આપવાની જરૂર જણાઇ નહિ. તેને લાગ્યું કે પોતાની લાખોની મીલ્કત શાંતિલાલ માટે જ છે. તો તેણે શા માટે ભણવાની નકામી મહેનત લેવી ?

સુખમાં ઉછરેલા શાંતિલાલનું શરીર ભરાવદાર અને બેવડી કાઠીનું હોવાથી, તે પંદર વર્ષનો હોવા છતાં મોટો અને દેખાવે સુંદર હતો.

છોકરો પંદર-સોળ વર્ષનો થયો એટલે પરણવાને લાયક બન્યો, એવી હિન્દુસમાજના લોકોની માન્યતા છે. શાંતિલાલનાં માબાપને પણ હવે પુત્રનાં લગ્ન કરી વહુનું મોઢું જોવાની હોંસ થઇ. શ્રીમંત જમાઇ મેળવવા અનેક માબાપો પડાપડી કરી રહ્યાં હતાં; પણ રામજીભાઇની છોકરી લીલા ઘણી જ રૂપાળી હોવાથી તેને પસંદ કરવામાં આવી. રામજીભાઇને શ્રીમંત વેવાઇ મળવાથી ખુબ આનંદ થયો.

શાંતિલાલને પણ હવે પોતે પરણશે, એ વિચારે ખુબ મઝા પડતી. શિક્ષણને તો તેણે કયારની રજા આપી દીધી હતી. તે હવે દુકાને બેસવા લાગ્યો. પોતે પાંચ ચોપડી ભણ્યો હતો, પણ વ્યવહારૂ

જ્ઞાન મુદ્દલ ન મળે! કોઇને પત્ર કેમ લખવો, તે પણ તે જાણતો નહિ. દુકાને બેસી બીડી ફુંકવા સિવાય બીજું કાર્ય તે જાણતો નહિ.

રામજીભાઇ ઘરમાંથી નીકળી સીધા મારવાડીને ત્યાં ગયા. અઢી હજાર રૂપિયા લઇ તેમણે ઘર ગીરો મૂક્યું. રૂપિયા લઇ તે ઘરે આવ્યા. બીજે દિવસે લીલાનો વિવાહ નક્કી કર્યો. લગ્ન પણ તરત જ લીધેલાં હોવાથી બન્ને પક્ષમાં તેની તૈયારીઓ ચાલી રહી.

લાલચંદશેઠને એકના એક પુત્રનાં લગ્ન કરી નાતમાં નામ કાઢવું હતું. તેથી તેમણે પૈસો પાણીની પેઠે વાપરવા માંડયો. જે લાલચંદશેઠ એક પાઇનો પણ હિસાબ પૂછતા. તેઓને આમ ઉદાર બનેલા જોઇ ઘણાને આશ્ચર્ય લાગતું. તેમણે જીંદગીમાં પરમાર્થમાં એક પૈસો પણ ખર્ચ્યો નહોતો. આજ તેઓ રામજણીના નાચ માટે હજારોનો ધુમાડો કરતાં અચકાયા નહિ. કારણ? પોતાની નામના કરવી હતી!

શાંતિલાલ પણ પોતે હવે ચતુર્ભુજ થશે; પછી પત્ની સાથે કેમ વર્તવું? તેને કેમ બોલાવવી? વગેરે વિચારોમાં લીન રહેતો. લાલચંદશેઠના ઘરમાં આનંદ ઉછળી રહ્યો હતો.

*    *    *

લગ્નનો દિવસ ઉગ્યો. બન્ને પક્ષમાં ધામધુમ થઇ રહી. વાજીંત્રોના અવાજથી તેમનાં આંગણાં ગાજી રહ્યાં. સ્ત્રીઓ લગ્નમંડપમાં બેસી મંગળગીતો ગાતી હતી.

વખત થતાં શાંતિલાલ ભભકાબંધ પરણવા આવ્યો. અગ્નિ અને બ્રાહ્મણ સમક્ષ બે અજાણી વ્યક્તિઓ એક થશે. બ્રાહ્મણનો સાચો ખોટો બડબડાટ સાંભળવાની કે તેનો અર્થ સમજવાની પરણનારાઓને શી જરૂર? દરેકની નજર બ્રાહ્મણ ઉપર હતી. તેનો બડબડાટ પુરો થતાં શાંતિલાલ ને લીલા દંપતી થયાં. બન્નેનાં માબાપ પોતાની મહાન ફરજોમાંથી મુક્ત થયાં.

*    *    *

પુત્રનાં લગ્ન કર્યા પછી થોડા દિવસમાં જ લાલચંદશેઠ માંદા પડયા. અનેક ઉપાયો કરવા છતાં તેમને ફાયદો ન થયો અને થોડા દિવસમાં તેમનું મૃત્યુ થયું. બિચારી લીલા છપ્પરપગી ગણાઇ. તેની સાસુ વારંવાર તેને મેણાં મારતી. શાંતિલાલને પોતાની પત્નીને વિના વાંકે હડધૂત થતી જોઇ દુઃખ થયું; પણ પત્નીનો બચાવ મા પાસે કેમ કરી શકાય ?

પિતાના મરણ પછી શાંતિલાલ શેઠ બન્યો. તેને કંઇ આવડતું નહિ. પિતાની મીલ્કતનો વહીવટ કરવા જેટલું તેને જ્ઞાન નહોતું. તેની અજ્ઞાનતાનો લાભ નોકર ચાકર બરાબર લેવા લાગ્યા. ધીમેધીમે તેનો ધંધો નબળો પડયો. તેની દુકાનનો મુખ્ય મુનીમ બધી મીલકત પચાવી બેઠો. થોડા દિવસમાં તેની દુકાને દેવાળુ કાઢયું. બિચારા શાંતિલાલે પોતાની અજ્ઞાનતાને ઘણો જ દોષ દીધો.

શાંતિલાલની માતાએ દુઃખી થઇ પુત્રને ઇંગ્લીશ શિક્ષણ માટે સ્કુલમાં મોકલ્યો, પણ તેનું મન શિક્ષણ ઉપર ન ચોંટયું. તેની મા પોતાની પાસે થોડી ઘણી મીલ્કત હતી, તેના ઉપર સંસાર ચલાવતી. ધીમે ધીમે તે પણ ઓછી થતી ચાલી.

આવી સ્થિતિમાં લીલાને અઘરણી આવી. ઘર પ્રમાણે ખર્ચ તો કરવો જ જોઇએ ને ? લીલાની અઘરણી પાછળ તેમની ઘણીખરી મીલ્કત સાફ થઇ ગઇ.

શાંતિલાલની માતાએ પુત્રને કાંઇ ધંધો કરવા કહ્યું. ધંધા માટે પોતાની પાસે રહેલા પૈસામાંથી પાંચસો રૂપિયા આપ્યા. શાંતિલાલે દુકાન કરી. તેને હિસાબ રાખવાની ખબર જ ન હોવાથી, નોકરો ગોટાળો કરતા. આથી તેને નફાને બદલે નુકસાન થતું ગયું. થોડા દિવસમાં તે કર્જદાર બની ગયો. તેના બાપની આબરૂ સારી હોવાથી પહેલાં તો માગનારાઓએ ઉતાવળ ન કરી, પણ વખત જતાં તેઓ પણ સમજી ગયા અને તકાદા કરવા લાગ્યા. શાંતિલાલ અકળાઇ ગયો.

શાંતિલાલની મા ખુબ દુઃખી થતી. તેણે પુત્રને કર્જમુક્ત કરવા પોતાના અલંકારો આપી દીધા. લીલાએ પણ પોતાના બધા અલંકારો ઉતારી આપ્યા. તે ચતુર હતી. પોતાના ઘરની સ્થિતિ તે જાણતી હતી. દાગીના વેચી શાંતિલાલે કરજ ચુકવી દીધું. શાંતિલાલને પોતાની અજ્ઞાનતાથી માતા અને સ્ત્રીના દાગીના વેચવાનો વખત આવવાથી ખુબ દુઃખ થતું. તેણે આત્મઘાત કરવા વિચાર કર્યો, પણ પોતાની માતા અને સ્ત્રી યાદ આવતાં તે વિચાર પડતો મૂકયો.

પુત્રની ચિન્તામાં શાંતિલાલની મા માંદી પડી અને તરત જ મરણ પામી. શાંતિલાલને ઘણો જ આઘાત થયો. તેમની પાસેની રહી-સહી પુંજી તદ્દન ખલાસ થઇ ગઇ. સગાંસબંધીઓએ આવી તેને માતાની પાછળ જ્ઞાતિભોજન કરાવવા કહ્યું. શાંતિલાલે ઘરનો સામાન વેચી જ્ઞાતિભોજન કર્યું. સૌએ માલપાણી ઉડાવ્યાં. શાંતિલાલ તદ્દન ભિખારી બની ગયો.

શાન્તિલાલે નોકરી કરવા વિચાર કર્યો. સગાંવહાલાં પાસે નોકરીની શોધ માટે ગયો, પણ તેમણે તેને દાદ ન આપી. છેવટે એક મિત્રની લાગવગથી ૧૨ રૂપિયાની નોકરી મળી. સુખમાં ઉછ-રેલા શાંતિલાલને આ દારિદ્ર અસહ્ય લાગતું; પણ શું કરે ? 'દુકાળમાં અધિકમાસ !' શાંતિલાલને ત્યાં એક કન્યા જન્મી. મહિને બાર રૂપિઆમાં ત્રણ જણનું પોષણ કરવાની જવાબદારી બિચારા શાંતિલાલને માથે પડી.

* * *

લીલાના પિતા રામજીભાઇ હવે પેન્શનર થયા. તે સરકારી નોકર હતા. જ્યારે ૫૦)નો પગાર મળતો ત્યારે મારવાડીને વ્યાજ ભરતા. પણ હવે ૨૫) રૂપિયામાંથી શું ખાય ને શું આપે ? પુત્રીને સારે ઘેર પરણાવવા કરજ કર્યું. પુત્રીની દુર્દશા થયેલી જોઇ પતી પત્ની દુઃખી થતાં. તેઓની સ્થિતિ પણ નબળી હતી, એટલે પુત્રીને કંઇ મદદ કરી શકતાં નહિ.

એક દિવસ રસ્તે જતાં તેમની ઑફીસનો એક યુરોપિયન ઉપરી તેમને મળ્યો. રામજીભાઇએ તેને સલામ કરી. તે સાહેબે રામજીભાઇને કહ્યું: 'કેમ, મી૦ રામજી ! તમે આવા સુકાઇ ગયા છો ! ઠીક નથી કે ?

'સાહેબ ! ઠીક તો છે, પણ છોકરીનાં લગ્ન પછી ચિંતાથી મારૂં શરીર ખવાય છે. છોકરીને સારૂં સ્થળ જોઇ આપી, પણ દૈવયોગથી મારૂં બધું બગડયું.'

'તે હકીકત મેં સાંભળી. મી. રામજી ! હું કહું તેથી માઠું ન લગાડતા. તમારા હિન્દુ સમાજમાં લગ્નની કંઇ કિમ્મત જ નથી. જે બે વ્યક્તિઓનાં જીવન એકબીજાના સહવાસમાં પસાર થવાનાં છે, તે વ્યક્તિઓની પસંદગી કરવામાં તમે તેમની લાયકાત જાણવાની દરકાર જ કરતા નથી. છોકરો પોતાની સ્ત્રીનું પોષણ કરી શકશે કે નહિ, એનો વિચાર ન કરતાં તમે તેના પાલકના પૈસાને જોઇને લગ્ન કરો છો અમારા સમાજમાં છોકરો કમાતાં શીખે ત્યારે જ પરણે છે અને તેથી અમારા સમાજમાં કુટુંબો આનંદથી કાળક્રમણ કરે છે. તમે લગ્ન કરતી વખતે વિચાર કરતા નથી અને પાછળથી નસીબના નામે રડો છો. ઠીક, તમારી લીલા કેમ છે ? શરીર તો સારૂં છે ને ?'

'હા, હમણાં તો ઠીક છે. તેને થોડા દિવસ થયાં છોકરી જન્મી છે.'

'શું લીલાને છોકરી ? લીલા જેવી છોકરીને અત્યારથી માતૃપદ ? તમારા સમાજની એકેએક વાત નવાઇ જેવી છે. આ બાલવિવાહનું પરિણામ ! આ લગ્નથી પતીપત્નીનો જીવનવિકાસ ક્યાંથી થાય ? તેમનાં સંતાનો પણ નિઃસત્ત્વ બને છે. તમારો જમાઇ શું કરે છે ?'

'નોકરી.'

'કેટલો પગાર છે ?'

'૧૨ ) રૂપિયા.'

'શું બાર રૂપિયા? તેમાંથી સ્ત્રી, કન્યા અને પોતાનું પોષણ કરવાનું? તેનો પિતા તો શ્રીમંત હતો. કેટલો અભ્યાસ કર્યો છે?'

'સાહેબ! અભ્યાસ ક્યાંથી કરે? પંદર વર્ષ પુરાં નહોતાં થયાં ત્યાં તો પરણાવ્યો. પરણ્યા પછી થોડું જ ભણાય છે!'

'ખરેખર, તમારા લોકો અજ્ઞાનથી પોતાનાં બાળકોની જીવન-શક્તિ વેડફી દે છે. તેમનો સંપૂર્ણ વિકાસ થાય તે પહેલાં તો તેમને લગ્ન-બંધનથી બાંધી દે છે. મને તમારી બહુ દયા આવે છે.' એમ કહી તે સમજુ સાહેબે રામજીભાઇની રજા લીધી. રામજીભાઇ સાહેબની વાતોથી એટલું તો બરાબર સમજી શક્યા, કે તેમણે પુત્રીનાં લગ્ન કરવામાં ભયંકર ભૂલ કરી હતી.

શાંતિલાલનો સંસાર બાર રૂપીઆમાં નભતો નહિ. તે પતિ પત્નીને એકેક બબ્બે દિવસે ઉપવાસ કરવાનો પણ વખત આવતો. લીલા વ્યવહારદક્ષ અને શાંત સ્વભાવની હતી. પોતાના પતિની આવક ઉપર સંસાર ચલાવતી. પતિને દુઃખ ન થાય તેની ખુબ સંભાળ રાખતી. કોઇ દિવસ કંઇપણ ચીજ પતિ પાસે માગતી નહિ. બિચારા શાંતિલાલને લીલાને જોઇ ખુબ ખેદ થતો. તેને લાગતું કે પોતે લીલા માટે કશું કરી શકતો નથી; પણ તે બિચારાનો શો ઉપાય?

દિવસો એક પછી એક ચાલ્યા જાય છે. શાંતિલાલની છોકરી ૩ વર્ષની થઇ. તે અજ્ઞાન બાળા પાડોશીના છોકરાઓ પાસે કંઇ જોતી તો તરત જ માબાપ પાસે 'મને આ જોઇએ' એમ કહી હઠ કરતી. પોતાની એક પુરી છોકરીની હઠ પૂર્ણ કરવાની અશક્તિ શાંતિલાલને ઘણી જ ખુંચતી; પણ તે લાચાર હતો.

દુઃખ આવે છે ત્યારે ચારે તરફથી આવે છે. શાંતિલાલને પાછી એક ઉપાધિ વધી. લીલા ફરી ગર્ભવતી હતી. તેને પુત્ર જન્મ્યો. શાંતિલાલ હતાશ બન્યો. ખર્ચ પુરો ક્યાંથી કરવો, તેની ચિંતા તેને ફોલી ખાતી. પુત્રજન્મથી તેને આનંદને બદલે દુઃખ થયું. તે બાળ-

લગ્નને શાપ આપવા લાગ્યો. તેને લગ્નશૃંખલાથી બાંધી દેનાર પોતાનાં માબાપ પ્રત્યે ખુબ ક્રોધ આવ્યો. સુવાવડના ખર્ચ માટે તેણે પોતાના શેઠ પાસેથી થોડા પૈસા વ્યાજે માગ્યા, પણ તેણે આપવાની સાફ ના પાડી. તે પોતાના આગલા મિત્રો પાસે ગયો, પણ તે સ્વાર્થી મિત્રોએ પણ તેની વાત ન સાંભળી.

શાંતિલાલને હવે આશાનું એકે સ્થાન ન જણાયું. નિરાશાએ તેના હૃદય ઉપર ભયંકર અસર કરી. ઘણા દિવસથી ચિંતાને લીધે તેનું શરીર જર્જરિત થઇ ગયું હતું, તેમાં આજની નિરાશાએ વધારો કર્યો.

તે નિરાશ થઇ ઘરે ગયો. લીલા સુતેલી હતી. તે પણ એક ખુણામાં જઇ ઓઢીને સુઈ રહ્યો. લીલાએ જાગીને જોયું તો તેણે પતિને ખુણામાં સુતેલો જોયો. તેને આજે આઠ દિવસ થયા હતા. તેણે સુતાં સુતાં જ શાંતિલાલને પૂછયુંઃ 'ચોખા લાવ્યા ?' પણ ઉત્તર ન મળ્યો. તે ગભરાઇને શાંતિલાલ પાસે ગઇ. તેના મુખ ઉપરથી ઓઢેલું દૂર કર્યું. શાંતિલાલનું શરીર તાવથી ધગધગતું હતું. લીલા ગભરાઇ. તેણે શાંતિલાલને માથે હાથ મૂકયો. શાંતિલાલે જરા આંખ ઉઘાડી જોયું.

'લીલા, તારૂં શું થશે ? આ બાળકોનું પોષણ હું કેવી રીતે કરીશ ? આજે આપણે શું ખાશું ? ઓ લીલા ! આ નથી સહન થતું.' એમ કહેતાંની સાથે શાંતિલાલ ચોધાર આંસુએ રડી પડયો. લીલાનું હૈયું પણ ભરાઇ આવ્યું.

બન્નેને બબ્બે દિવસના ઉપવાસ થયા હતા. નાનકડું બાળક માતાના દૂધ વિના તરફડતું હતું. આજે પણ તેમને અપવાસ કરવો પડશે. પગારના બધા પૈસા સુવાવડમાં વપરાઇ ગયા હતા. ઘરમાં સામાન પણ એવો નહોતો કે બે પૈસા મળી શકે.

'લીલા! હું મરી જાઉં તો તમારૂં શું થશે, એ વિચાર મને કંપાવે છે. લીલા, લીલા ! હું શું કરૂં ? કયાં જાઉં ? અરેરે ! માબાપે મારા જીવનને કચડી નાખ્યું. એવા લગ્નનો લહાવો લેનાર માબાપોને ધિક્કાર હજો.'

લીલા સમજી. પતિ પોતાની ચિંતાથી દુઃખી થાય છે એમ તેને લાગ્યું. પતિના દુઃખનું કારણ બનવા તે તૈયાર નહોતી. તે ઉઠી અને એક બાટલી લઇ તેમાંનું પ્રવાહી પી ગઇ. લીલાએ એટલી ઝડપથી એ કામ કર્યું, કે શાંતિલાલ કંઇ સમજી પણ ન શક્યો.

પણ તે ચમક્યો. લીલાએ શું પીધું? તે એકદમ ઉભો થઇ લીલા પાસે ગયો. તેના હાથમાંની બાટલી લઇ જોયું તો તે ઝેર હતું.

'લીલા! તેં આ શું કર્યું? આ બાળકો કોણ સાચવશે? શું તું મને વધારે દુઃખી જોવા ઇચ્છે છે? ઓ પ્રભુ! તને હું કેવી રીતે બચાવું? લીલા! મારી પાસે પૈસા પણ નથી. ડોકટરને ક્યાંથી ફી આપીશ? નહિ, તો પણ મને જવા દે.' શાંતિલાલ ડોકટરને બોલાવવા ચાલ્યો; પણ લીલાએ તેને પકડી રાખ્યો.

'તમે મને છોડી ન જાઓ.' લીલાએ તેનો હાથ ન મૂક્યો.

'તને નહિ છોડું, લીલા! પણ તું મને શા માટે છોડી એકલી જાય છે? હું તને એકલી નહિ જવા દઉં.' એમ કહેતાં શાંતિલાલે પાસે પડેલી બાટલી લઇ બાકી રહેલું ઝેર પી લીધું.

'તમે આ શું કરો છો?' એમ કહેતાં લીલાએ બાટલી ઝુંટવી લીધી, પણ તે પહેલાં તેમાંનું ઝેર શાંતિલાલના પેટમાં ઉતરી ગયું હતું.

'લીલા! મારામાં હવે સહન કરવાની શક્તિ નથી, તેથી શાંતિનો માર્ગ ગ્રહણ કર્યો.'

'પણ આપણી આ બાળકી અને આ તરતના જન્મેલા ફુલનું શું થશે?' લીલા પોતાનાં બાળકો પ્રત્યે જોઇ રડી પડી.

'તેમનાં નશીબમાં હશે તે.' શાંતિલાલ લથડતે અવાજે બોલ્યો.

વિષની અસર ધીમે ધીમે તેમનાં શરીર ઉપર થવા લાગી. બાજુ પર પડેલું કોમળ ફુલ જેવું બાળક પણ ભૂખથી તરફડી સદાને માટે શાંત થઇ ગયું. લીલા ને શાંતિલાલ આ દૃશ્ય જોઇ ન શક્યાં. તેઓ એકબીજાને આલિંગી આંખો બંધ કરી સુઇ ગયાં.

બીજે દિવસે સવારે નાનકડી બાળા પોતાનાં માબાપને હજી સુધી સુતેલાં જોઇ ઉઠાડવા લાગી; પણ જવાબ ન મળ્યો. તે મોટેથી રડવા લાગી. તેને બુમાબુમ કરતી સાંભળી પાડોશીઓ ભેગા થયા. દરવાજો બંધ હોવાથી ખખડાવ્યો, પણ જવાબ કોણ આપે? સૌએ મળી દરવાજો ઉઘાડયો. અંદરનું દૃશ્ય જોઈ સૌ પાછા હઠી ગયા.

એકબીજાને આલિંગી મૃત્યુની ચીર શાંતિમાં સુતેલું એ જોડું અને બાળક જોઇ સૌ કોઇ રડી પડયા.

હિન્દુસમાજમાં બાળલગ્નની વેદીપર આવાં તો કેટલાંય બલિદાનો દેવાતાં હશે!



# સુશીલા

'રમેશ! આજે સુશીલાનો વિવાહ થયો.' રમેશની માતાએ વધામણી આપી.

'કોની સાથે ?'

'પેલા ચુનીલાલ શેઠ સાથે.'

'જેની બૈરી પરમ દિવસે મરણ પામી તે ચુનીલાલ ?'

'હા, તે જ.'

'એ તો મોટી ઉમ્મરનો છે! બે ત્રણ છોકરાંવાળો પણ છે! જ્ઞાતિમાં સુશીલાના બાપને એનાથી વધારે લાયક જમાઇ ન મળ્યો ?'

'ભાઇ ! પૈસાથી વધારે લાયકાત બીજી કઇ છે ?'

'પણ સુશીલાએ આ વિવાહ કબુલ કેમ કર્યો હશે ?'

'રમેશ ! તું તો ગાંડો લાગે છે. છોકરીની મરજી આપણામાં કોઇ પૂછે છે ખરા ?'

રમેશે કંઇ જવાબ ન આપ્યો. તે પોતાના ઓરડામાં જતો રહ્યો.

રમેશ ને સુશીલા, બન્ને એકબીજાનાં પાડોશી હતાં અને એમની જ્ઞાતિ પણ એક જ. સુશીલા એક સુંદર બાળા હતી. તેનું સૌંદર્ય આકર્ષક હતું. તેને એક વખત જોયા પછી ભૂલવી મુશ્કેલ હતી. રમેશ તેને છૂપી રીતે ચાહતો; પણ તેણે આજસુધી પોતાનો પ્રેમ પ્રગટ કર્યો નહોતો. આજે પોતાની માતા પાસેથી વિવાહની ખબર સાંભળ્યા પછી તેનું હૃદય વ્યગ્ર બન્યું. જે સુશીલાને એક દિવસ તે પોતાની બનાવવા ચાહતો હતો, તે બીજાની થશે એ વિચારથી તેના હૃદયના ધબકારા વધ્યા. અસ્વસ્થ સ્થિતિમાં તે પોતાના ઓરડામાં આંટા મારવા લાગ્યો.

'શું સુશીલા એક વૃદ્ધની પત્ની થશે? વૃદ્ધલગ્નની વેદીપર સુશીલાનું બલિદાન દેવાશે? મારી પાસે આજે પૈસા હોત તો? શું પૈસાથી જ મનુષ્ય લાયક ગણાય છે? હું શું કરૂં? સુશીલા શું મને નહિ મળે! સુશીલાને શી રીતે બચાવું?'

આમ વિચારોના વમળમાં તેનું મન મુંઝાઇ ગયું. તે બે હાથે માથું પકડી એક ખુરશી ઉપર ઢગલો વળી ગયો.

'રમેશભાઇ! ક્યાં છો? આજે અમારી સુશીલાનો વિવાહ કર્યો અને આવતે અઠવાડીએ લગ્ન પણ લીધાં છે. તમે તો આજ દેખાયા પણ નથી!' એમ કહેતી સુશીલાની મા રમેશના ઓરડામાં આવી. રમેશ ચમકીને જરા સ્વસ્થ થયો.

'કેમ, ભાઇ! ઠીક નથી કે શું? તમારૂં મોઢું કેમ આમ વીલું લાગે છે?'

'હા, જરા તબીયત બરાબર નથી.'

'જલદી સારા થઇ જજો. આપણી સુશીલાનાં લગ્નમાં તો તમારે જ બધું કરવાનું છે. આઠ દિવસમાં સઘળી તૈયારી કરવાની છે, એટલે જરા ઉતાવળે આટોપવું પડશે. તેમાં તમારી મદદ વગર કેમ ચાલશે? સુશીલાને પરણાવી દઇએ એટલે ગંગા નહાયાં. જમાઇ જરા મોટી ઉમ્મરનો છે, એટલે લગ્ન કરવાની ઉતાવળ કરે છે. સુશીલાને પણ ૧૪ વર્ષ પુરાં થશે. મારી સુશીલા નશીબવાળી છે એટલે આવો શ્રીમંત વર મળ્યો. કેમ, તમને સ્થળ કેવું લાગે છે?' સુશીલાની બોલકણી માએ રમેશને પૂછ્યું.

રમેશ શો ઉત્તર આપે? તેના જ હરીફ માટે તે હરફ સરખો શી રીતે ઉચ્ચારી શકે? તેને વિવેકને ખાતર માત્ર 'ઠીક છે,' એમ કહેવું પડયું. સુશીલાની મા રમેશની વ્યથા કયાંથી સમજી શકે? તે તો શ્રીમંત જમાઇની સાસુ થવાથી હર્ષઘેલી બની ગઇ હતી.

અજ્ઞાન સ્ત્રીઓ પોતાનાં સંતાનોનું જીવન કેમ કચડે છે, તે રમેશ સુશીલાની માતાથી જાણી શકયો.

રમેશ એક સંસ્કારી યુવક હતો. હિન્દુસમાજના દુષ્ટ રિવાજોને તે ધિક્કારતો. તેની વિધવા માતા તેને પરણવા ખુબ આગ્રહ કરતી; પણ રમેશ પૈસાથી ખરીદેલ બાળાને પત્ની બનાવવા સાફ ના પાડતો.

રમેશની આર્થિક સ્થિતિ સાધારણ હતી, પણ પોતાના અભ્યાસમાં તે અતિ તેજદાર હતો. પુણ્યપરમાર્થના આદર્શો સેવતા રમેશે ડોકટર થઇ સેવા કરવાનું પસંદ કર્યું હતું. મિત્રવર્ગમાં રમેશ સૌને પ્રિય હતો. આજે તે કોલેજમાં ગયો, પણ એનું મન અશાંત હોવાથી બહુ ઉદાસ લાગતો. સદાના હસમુખા રમેશને આજે ગમગીન જોઇ સૌને આશ્ચર્ય થયું; પણ તેની ઉદાસીનતાનું કારણ પૂછવાની કોઇએ હિંમત ન કરી.

રમેશ ઘરે આવી પોતાના ઓરડામાં જઇ સુઇ રહ્યો. રાત્રે તેને ખુબ જોરથી તાવ આવ્યો. રમેશની મા ગભરાઇ ગઇ. તે એકદમ સુશીલાની માને બોલાવી લાવી. સુશીલા પણ પોતાની મા સાથે આવી. રમેશે અકથ્યભાવે સુશીલા ઉપર નજર નાખી. તેણે પણ દર્દભરી નજરે રમેશ સામે જોયું. બન્ને એકબીજાની હૃદયવ્યથા સમજી ગયાં. રમેશે પુનઃ સુશીલાના શરીર ઉપર એક નજર ફેંકી. એક દિવસમાં સુશીલા તેને ફેરવાઇ ગયેલી જણાઇ. એ સુંદરબાળાનું સૌન્દર્ય એક દિવસમાં કરમાઇ ગયેલું જણાયું. રમેશે ઉંડો નિશ્વાસ નાખી આંખો બંધ કરી દીધી.

સુશીલા રમેશના મુખ તરફ એકી ટશે જોઇ રહી હતી. રમેશ જેવા સુંદર યુવાનને પતિ તરીકે મેળવવા તેનું હૃદય તલસતું; રમેશ જ્યારે બહાર જતો, ત્યારે ઘણીવાર સુશીલા છુપી રીતે તેને જ્યાંસુધી નજરે દેખાય ત્યાંસુધી જોતી. રમેશની ભવ્ય અને તેજસ્વી મુખમુદ્રા તેની નજર સામેથી કદી દૂર થતી નહિ. રમેશ ને સુશીલા એક-બીજાનાં હૃદય ઓળખી ગયાં હતાં, પરંતુ બેમાંથી કોઇએ પણ અંતરની પ્રણયલાગણી શબ્દોદ્વારા હજીસુધી વ્યક્ત કરી નહતી;

સુશીલાને લાગતું કે તેનો પિતા જરૂર રમેશને જ જમાઇ તરીકે પસંદ કરશે. પણ આજે તેની આશા આથમી ગઇ. રમેશ દરેક રીતે લાયક છતાં તેની પાસે પૈસાની મહાન લાયકાત કયાં હતી? તેથી જ સુશીલાના પિતાને, તેને પોતાનો જમાઈ કરવાની લાયકાતમાં ખામી જણાઇ. વારંવાર તે મનોમન વિચારતો, 'એક ગરીબ યુવકને જમાઇ કેમ કરી શકાય? સુશીલા જેવી છોકરીને એક નિર્ધન સાથે પરણાવી તેનો અવતાર એળે કેમ જવા દેવાય!'

'સુશીલા! તું જરા ભાઇને માથે કોલનવોટરની પટ્ટી મૂક. અમે જરા આ દરજી આવ્યો છે તેને કપડાં આપી આવીએ.' એમ કહી સુશીલાની મા રમેશની માને લઇ દરજીને કપડાં આપવા જતી રહી. રમેશ ને સુશીલા એકલાં પડયાં.

'સુશીલા!'

'જવાબમાં સુશીલાએ આતુર ચક્ષુએ રમેશની સામે જોયું. રમેશે સુશીલાનો હાથ પોતાના હાથમાં લીધો. સુશીલાએ હાથ પાછો ખેંચી લેવાની હીલચાલ ન કરી તેનું હ્રદય ભરાઇ આવ્યું. તે એકદમ રડી પડી. રમેશે તેનું માથું પોતાની છાતી ઉપર મુકયું. સુશીલા થોડીવાર તો પડી રહી. તેનું હ્રદય શાંત થતાં સ્વસ્થ થઇ બેઠી.

'સુશીલા! હું ભૂલ્યો. હવે આ હાથ ઉપર બીજાનો અધિકાર છે,' એમ કહી રમેશે સુશીલાનો હાથ મુકી દીધો.

'રમેશ! શું તમે મને ચાહતા નથી?'

'સુશીલા! હજી શું તું મારૂં હ્રદય ઓળખી શકી નથી?' રમેશે કરૂણ સ્વરે કહ્યું.

સુશીલાએ રમેશ સામે જોયું. રમેશની પ્રેમભરી આંખો સુશીલાને જોઇ રહી હતી.

'રમેશ! તમારો પ્રેમ મેળવવા હું મગરૂર છું. પણ આપણા પ્રેમને હ્રદયમાં જ સમાવી દેવો પડશે. તમને ચાહતાં શીખી ત્યારે

મને યાદ ન રહ્યું કે હું હિન્દુસમાજમાં જન્મી છું. પતિ પસંદ કરવાનો મને હક્ક નથી. કારણ, હું હિન્દુકુમારિકા છું. વગર હકકે એક વસ્તુ મેળવવા મેં પ્રયત્ન કર્યો, પણ મારો પ્રયત્ન નિષ્ફળ ગયો. હૃદયનો માલેક એક અને દેહનો બીજો, એ હિન્દુ કુમારિકાઓ માટે નવીન નથી. લગ્નની વેદી ઉપર મારૂં બળિદાન આપવા બુદ્ધિહીન માબાપે તૈયારી કરી છે. તમે કોઇ યોગ્ય બાળાને પરણી સુખી થાવ એમ હું ઇચ્છું છું. આપણું મીલન પહેલું જ છે, પણ તે હવે છેલ્લું જ નિવડવાનું છે. એ વિચારે હૈયું ભરાઇ આવ્યું અને મારાથી રોઇ જવાયું. આ જીવન હવે અકારૂં લાગે છે, પણ શો ઉપાય ? મારા વેચાણથી કુટુંબીઓ સુખી થશે એટલો જ મને સંતોષ છે. ઓહ ! રમેશ ! શું હું હિન્દુસમાજમાં છુંદાવા માટે જ જન્મી ?' એટલું કહેતાંની સાથે સુશીલા એકદમ રડી પડી. તેનાં આંસુ તે ખરેખર આંસુ નહોતાં, પણ હૃદયમાં સળગતી જવાળાઓની સેવાળ હતી. જીવનભર તેને હવે સળગવાનું જ હતું !

રમેશ સુશીલાને કંઇ ઉત્તર આપે તે પહેલાં તેની મા ત્યાં આવી પહોંચી. સુશીલા રમેશ સામે એક કરૂણ નજર ફેંકી, ત્યાંથી ચાલી ગઇ. રમેશ એક ઉંડો નિઃશ્વાસ નાખી સુઇ રહ્યો.

સુશીલાના લગ્નનો દિવસ આવી પહોંચ્યો. તેના ઘરમાં સગાંવહાલાં આનંદોત્સવ કરવા લાગ્યાં. વાજીંત્રોના નાદથી તેનું આંગણું ગાજી ઉઠયું. સ્ત્રીઓ લગ્નગીત ગાતી હતી; પણ સુશીલાને તો તે રાજીઆ જેવાં લાગતાં. તેનું હૃદય દુ:ખથી દબાઇ ગયું હતું. એ એક પુતળાની માફક જરૂર પડે ભાગ લેતી. તેને આનંદ કવાંથી આવે ? જયાં પોતાના જીવનનો નાશ થતો હોય ત્યાં કોણ આનંદ માણી શકે ? રમેશ પણ લગ્નના કાર્યથી અલગ જ રહ્યો હતો. તેણે સુશીલાને બચાવવા માગી, પણ સુશીલાએ ના પાડી.

સાંજ પડતાં સુશીલાને પરણવા માટે 'વરરાજા' બનીને ચુની-

લાલ શેઠ આવ્યા. એ વૃદ્ધ પુરૂષે યુવાન બનવા ઘણો જ શ્રમ લીધો હતો પણ તે સફળ નીવડયો નહોતો. રમેશે દૂરથી સુશીલાના દેહપતિને જોયો. તેનું હૃદય સુશીલાના ભાવિજીવનનો વિચાર કરતાં કંપી ઉઠયું. કયાં તેની સુકોમળ સુશીલા અને કયાં આ વાસનાનો ગુલામ! 'સુશીલા શી રીતે આની સાથે જીવન પસાર કરશે?' તેણે હિન્દુસમાજની રાક્ષસી રૂઢીઓને મનમાં ઘણા જ શાપ આપ્યા.

સુશીલાએ પણ પોતાના દેહના માલેકનાં દૂરથી દર્શન કર્યાં. 'આ પુરૂષ સાથે જીવન ગાળવું પડશે?' તે કંપી ઉઠી. તેને રમેશ યાદ આવ્યો. 'તેની સાથે નાસી ગઈ હોત તો? નહિ, મારે ખાતર એને દુઃખી નહિ કરૂં.' તે પોતાના મન સાથે બોલ્યા કરતી, 'રમેશ જ મારો હૃદયપતિ અને આ સામે દેખાતો માનવપશુ તો દેહપતિ:!' સુશીલાએ એક ભયંકર હાય મારી. તેની આંખોમાંથી આંસુઓ વહી રહ્યાં હતાં. તે થોડીવાર પછી બીજાની થશે? તેને પોતાના માબાપ પ્રત્યે તીરસ્કાર આવ્યો. જે પુરૂષ તેનો દાદો થવાને લાયક છે, તેની સાથે તેને પરણાવવામાં આવશે? પરણનારને પણ તેણે ખુબ શાપ આપ્યા, પણ હવે તે શા કામના?

તેની વિચારશ્રેણી તુટી. લગ્નમંડપમાં 'કન્યા પધરાવો'ની બુમ પડી. તેનો બાપ તેને તેડવા આવ્યો. સુશીલા જાણે મૃત્યુના મુખમાં જતી હોય તેમ નિઃશ્વાસ નાખીને ગઇ. ચુનીલાલ શેઠ તો પોતાની થનાર પત્નીની ચાલવાની છટા જોઇ, મનમાં મલકાતે મુખડે બબડવા લાગ્યાઃ 'ખર્ચેલા પૈસા વસૂલ!'

રમેશ પોતાની સુશીલાને બીજાની થતી જોઇ શકવાની હિમ્મત ન કરી શકયો. તે પોતાના ઘરમાં જઇ ખુબ રડયો. તેનું હૃદય કોઇ છીનવી જતું હોય તેમ તેને લાગ્યું. થોડીવાર પછી જરા મન શાંત થતાં તે બહાર આવ્યો. લગ્નમંડપમાં સુશીલાને બેઠેલી જોઈ. તેણે સુશીલાને પેટભરી જોઈ. તેનું ઘુંઘટમાં છુપાયેલું મુખ તે ન જોઇ શકયો.

સુશીલાનું બળિદાન દેવાતું જોઇ તેણે એક નિઃશ્વાસ નાખ્યો.

વૃદ્ધલગ્નની વેદી ઉપર સુશીલાનું બળિદાન અપાઇ ગયું. હિન્દુ સમાજને માટે આ બળિદાન કંઇ નવીન નહોતું.

સુશીલાના લગ્નને બીજે દિવસે રમેશ ગુમ થયેલો જણાયો. ઘણી તપાસ કરવા છતાં તેનો પત્તો ન મળ્યો.

હિન્દુસમાજની રાક્ષસી રૂઢીઓના ખપ્પરમાં કેટલીએ સુશીલાઓ અને કેટલાયે રમેશો હોમાતા હશે ?



# મધુરીના પત્રો

પ્રિય બ્હેન !

મારી લગ્નપત્રિકા મળી હશે, પણ એ પ્રસંગે તું આવવવાનો વિચાર જ ન કરતી. કેમકે મારાં લગ્ન નથી થવાનાં, બલિદાનના યજ્ઞની વ્હેદે ખડકાવાની છે! તું મારી પ્રિય સખિ હોઇ 'બલિદાન' દેવાતું જોઇ દુઃખી બને, તે કરતાં દૂર જ રહે એ વધુ સારૂં. બ્હેન! આપણું બાળપણ કેવું રમ્ય હતું? એ દિવસો યાદ આવતાં અત્યારે અત્યંત દુઃખ થાય છે. તું યોગ્ય પતિ પામી સુખી થઇ. હું પણ યોગ્ય પતિ મળે એમ ઇશ્વર પાસે માગતી; પણ પરભવના પાપે હું તેમાં નિષ્ફળ થઇ. શું કહું બ્હેન! જેમ કસાઈ ગાયને ખવડાવી પીવડાવી તૈયાર કરે છે, તેમ માબાપ પણ પૈસાને જ ખાતર પુત્રીઓને ઉછેરી મોટી કરતા હશે! આ સંજોગોમાં તો હવે એમ લાગે છે કે હું અભણ જ રહી હોત તો વધારે સારૂં થાત; પણ અરેરે, નારી-જીવનનો વિચાર કરી શકવા જેટલું શિક્ષણ શા માટે પામી?

તું લખે છે કે 'તારો પતિ કેવો છે?' એનો તે શો ઉત્તર લખું? જાણીને તાજુબ થશે, કે મારા ભાવી માલેક ફક્ત ૫૦ દિવાળીઓ જોઇ છે! તેનામાં કંઇપણ વિશેષતા હોય તો તે પૈસાની. એવા લોકને મન પૈસાથી વધારે બીજો ઉત્તમ ગુણ ક્યારે વસે છે? એ એક જ બળથી તેણે ચચ્ચાર વખત લગ્નના લ્હાવા લીધા અને આજ પાંચમીવાર પણ પૈસાના બળે જ પરણી શકશે. મારાં માબાપ તો હર્ષઘેલાં બન્યાં છે! શા માટે ન બને? શ્રીમંત જમાઇ મળે એ શું ઓછા હર્ષની વાત છે? પછી તે ગમે તેવો હોય તોય શું? હાય, પૈસો!

હું હિન્દુસમાજમાં જન્મી છું. આપણા એ સડતા સમાજમાં જન્મેલી બાળાને પોતાના જીવનપર કશોય અધિકાર છે ખરો? માબાપ જેને ગળે વળગાડે ત્યાં વળગવું, એ જ જાણે પુત્રીનો ધર્મ! મારી ઇચ્છા મુજબ ખાવા પીવાનું હું મેળવી શકું; વસ્ત્રાલંકારો મારી ઇચ્છા મુજબનાં મને મળી શકે; પણ જેની સાથે જીવન ગુજારવાનું છે, તે જીવનસાથીની પસંદગી કરવાનો અધિકાર જ નહિ! હિન્દુ-બાળા બધું મેળવી શકે છે—સિવાય કે પતિપસંદગીનો હક્ક. નજીવી બાબતોમાં પણ મારી ઇચ્છા પૂર્ણ કરનાર મારાં માબાપને લગ્ન જેવી ગંભીર બાબતમાં મારી ઇચ્છા જાણવાની બીલ્કુલ દરકાર નથી; ત્યારે પછી નસીબપર આધાર રાખ્યા સિવાય બીજું હું શું કરૂં?

મારા લગ્નનો દિવસ પાસે આવતો જાય છે. ઘરમાં સૌ આનંદ કરે છે અને હું ભાવી જીવનના ભયંકર ભણકારા સાંભળી રડી રહી છું. તારા સુખની વૃદ્ધિ ચ્હાતી હવે રજા લઉં છું.

લિ.

તારી

**મધુરી**

*　　　*　　　*

**પ્રિય બ્હેન!**

મારા પરિણીત જીવનની હકીકત તું જાણવા ઇચ્છે છે? શું લખું? મારા પતિને હું કોની ઉપમા આપું? વૃદ્ધ પુરૂષો આટલી રાક્ષસી વાસના ધરાવતા હશે, એ તો મેં હવે જ જાણ્યું! ઓહ! કેવો ભયંકર પુરૂષ! પૈસાથી ખરીદેલ વસ્તુનો પૂરેપૂરો રસકસ કહાડી લઈ તેને કૂચા જેવી બનાવી મેલવામાં શા સારૂ તે મણા રાખે! વાસનાની તૃપ્તિને ખાતર લોકનિંદા પણ એ બિચારાએ સહન કરી, તો હવે મન-મર્કટને ફાવે તેમ કુદવા દેવામાં તે શા માટે બાકી રાખે? મારાં લગ્ન થયે ૪ મહિના થયા. હું હમણાં માંદગી ભોગવું છું.

ડૉક્ટર કહે છે કે 'ક્ષય છે.' દવા ચાલુ છે; પણ મારા હેવાન પતિને, હું સાજી હોઉં કે માંદી હોઉં તોય શું? હું મરણ પામીશ તો એના પૈસા પાણીમાં જશે–તેથી હમણાં જેટલો લાભ લઇ શકાય તેટલો શા માટે તે ન લે? મારૂં શરીર દિનપ્રતિદિન ઘસાય છે. હું સગર્ભા છું. બાળકના જન્મ સુધી મારૂં જીવન ટકશે કે નહિ, તે કેમ કહી શકાય?

હું લોકોને સુખી દેખાઉં છું. મારો વૈભવ જોઇ અનેક સ્ત્રીઓ મારા ભાગ્યની ઇર્ષા કરે છે, પણ પાશવી અને પાર્થિવ વૈભવની નીચે છુપાયલી ભયંકરતા બીજા કયાંથી જાણી શકે? હવે તો આ જીવનથી કંટાળી ગઇ છું. બહુ અકળાઉં છું ત્યારે તને પત્ર લખીને હૃદય ખાલી કરૂં છું. જરા શાંતિ મેળવવાનું સ્થાન હોય તો એક તું જ છે. લખવાનું તો ઘણું ય છે, પણ હવે થાકી ગઇ છું. વળી કોઈ પ્રસંગે બીજી વાર.

લિ૦
તારી
મ ઞ્જુ રી

* * *

પ્રિયબ્હેન!

આ મારો છેલ્લો પત્ર છે. ગયાં ત્રણ વર્ષમાં મારાથી પત્ર લખી શકાયો નથી. માફ કરજે. હું મોતને બિછાનેથી લખું છું. બ્હેન! એ ત્રણ વર્ષમાં હું બે બાળકોની માતા બની. મારાં બાળકો તેમના બાપની હેવાનીયતથી નવ માસ ગર્ભવાસ પણ ન કરી શક્યાં. આજે એકપણ હયાત નથી, કે જેને જોઇ મારા બળતા હૃદયને શાંત કરૂં.

ઓ બ્હેન! કન્યાવિક્રયની ક્રૂર તલ્વારે મારા મસ્તકને ધડથી જુદું કર્યું. મારા જેવી કેટલીએ બાળાઓ એ તલ્વારનો ભોગ થતી હશે? હાય! હિન્દુસમાજ! કન્યાવિક્રય જેવા દુષ્ટ રિવાજનું પોષણ કરી તું

કેટલાંકનાં બળિદાન લઈશ? કેટલાય ક્રૂર માબાપો મારા મરણની રાહ જોઈ બેઠાં હશે! પતિ, મારા મરણથી એકાદ કોથળી વાપરવી પડશે, તેની ચિન્તાથી સુકાય છે. શું હજીપણ એકાદ બાળા તેની વાસનાના ખપ્પરમાં હોમાવાની હશે? ફોડી લેશે; તેમાં મારે શું? હું તો હવે જાઉં છું. ૧૯ વર્ષની યુવાનીએ મૃત્યુને શરણે જવું પડશે. હું મૃત્યુને જ ઝંખું છું અને તે છેક નજીક આવે છે—ઓ દેખાય! હા! કેવી શાંતિ! બ્હેન! મારી ઇશ્વરને છેલ્લી પ્રાર્થના એજ છે, કે ફરી હિન્દુસમાજમાં જન્મ ના આપે. આ પત્ર તને મળશે ત્યારે તારી મધુરી આ સંસારમાં નહિ હોય. મારા મરણથી દુઃખી ન થતી; કેમકે આલોકથી કંટાળેલી તારી કમનસીબ મધુરી પરલોકમાં સુખી થવા જાય છે.

લિ૦

તારી **મધુરી**ના છેલ્લા પ્રણામ



# હિન્દુસમાજ

વાજીંત્રોના નાદથી લગ્નમંડપ ગાજી રહ્યો હતો. સ્ત્રી પુરૂષો જાજરમાન વસ્ત્રાલંકારો સજી મ્હાલામ્હાલ કરી રહ્યાં હતાં. એક તરફ સ્ત્રીઓ ગીત ગાઇ રહી હતી; બીજી તરફ બાળકો ઘોંઘાટ કરી રહ્યાં હતાં: આવી ધમાલમાં લગ્નક્રિયા ચાલી રહી હતી.

પરણનાર પુરૂષ ફક્ત ૫૦ વર્ષનો યુવક (?) હતો. એ પુરૂષનું શરીર અતિ સ્થુલ હતું. તે ઉભો કેમ થઇ શકશે, એ વિચાર જોનારને આવ્યા વિના રહેતો નહિ. નાનાં બાળકો વરરાજાનો દેહ જાણે પ્રદર્શનની ચીજ હોય તેમ આશ્ચર્યથી જોતા હતા. પાસે બેઠેલી બાળાની ઉમ્મર બાર વર્ષથી મોટી હોય એમ જણાતું નહોતું; છતાં લગ્નમંડપમાં બેઠેલા માનવીઓને આ વરકન્યાનું જોડું અયોગ્ય લાગતું હોય, એવો ભાવ કોઇના મુખપર દેખાતો નહોતો—એથી ઉલટું, સ્ત્રી વર્ગ તો પરણનાર બાળાના ભાગ્યની અદેખાઇ કરતો.

'બાઇ! છોકરી નશીબવાળી તો ખરી; નહિ તો આવો પૈસાવાળો વર મળે? પલ્લામાં તો દાગીનાનો કંઇ પાર જ નહોતો, અને કપડાં? એવાં તો મેં મારી જીંદગીમાં જોયાં નહોતાં! મારી કાન્તા માટે મેં એના બાપને કહ્યું, પણ એમણે તો કહ્યું કે 'મારી દીકરીને એ ડોસા સાથે પરણાવવી નથી. જો ફરી એ વાત કરીશ તો તારી વાત તું જાણજે.' એથી આવું રૂડું ઠેકાણું ગયું. શું કરીએ બાઇ! મારો તો એવો જીવ બળે છે...' એક સ્ત્રીએ પોતાની સખીને અફસોસ કરતાં કહ્યું.

'એ તો જેનાં નશીબનું હોય તે ભોગવે. મને પણ એમ થયું કે મારી રાધા કાળીદાસ શેઠને આપું, પણ લાલચંદ તો કહેવા લાગ્યો કે

'મારી બ્હેનને જો એ શેઠને પરણાવીશ તો હું લગ્ન વખતે માથું ફોડી જીવ આપીશ.' આજકાલના છોકરાઓને કોણ જાણે શું થયું છે કે કોઇ મોટી ઉમ્મરે લગ્ન કરવા નીકળે કે તોફાન કરી મૂકે છે! મારી નજર આગળ કેટલાય જુવાન મરી ગયા, ને ડોસા જીવે છે; પણ...'એ સ્ત્રી આગળ બોલે તે પહેલાં બ્રાહ્મણે 'શુભલગ્ન સાવધાન'ની બુમ પાડવાથી તેમની વાતચિત અટકી પડી.

લગ્ન થઇ ગયાં. કાળીદાસ શેઠને ઉભા કરવામાં આવ્યા. પછી 'નાનકડી નાર'ને લઇ એ ડોસાજી લગ્નનો લહાવો લેવાનાં સ્વપ્ન સેવતા સ્વગૃહે સીધાવ્યા.

કાળીદાસ શેઠનાં આ પાંચમીવારનાં લગ્ન હતાં. અત્યાર અગાઉ તેમની ચાર પત્નીઓ સ્વર્ગે સંચરી ચૂકી હતી. શેઠના ઘરમાં એક બાળવિધવા પુત્રી અને વિધવા પુત્રવધુ સિવાય કોઇ નહોતું. પુત્ર અને જમાઇના મરણ પ્રસંગે શેઠ પુત્રી અને પુત્રવધૂને સંસારની અસારતા બતાવી આશ્વાસન આપતા. આ અરસામાં શેઠનાં ચતુર્થ પત્ની કોઇક ભેદી રોગથી મરણ પામ્યાં. લોકો એ સ્ત્રીના મરણ માટે શેઠને જવાબદાર સમજતા, પણ શ્રીમંતની સામે કોણ બોલે? પૈસાને લીધે પત્નીના મરણની ચર્ચા થતી અટકી ગઇ.

ચતુર્થ સ્ત્રીના મરણ પછી શેઠને લગ્ન કરવાની જરૂર જણાઇ; કેમકે તેમને પુત્ર નહોતો. આવા શ્રીમંત શેઠીઆના મરણ પછી તેમનું નામનિશાન પણ ન રહે, એ કેમ પાલવે? તેથી પુત્રપ્રાપ્તિ માટે કાળીદાસ શેઠને લગ્ન કરવાની ફરજ પડી. તેમની ઉમ્મર ફક્ત પચાસ ઉપર બે ત્રણ વર્ષથી વધારે નહોતી. તેમનું શરીર જરા સ્થૂલ હતું; પણ તેથી કાંઇ હિન્દુસમાજમાં શું લગ્ન માટે તે નાલાયક ગણાય? પૈસા હોય તો હિન્દુસમાજમાં મૂગાં ઢોર કે અવાચક પ્રાણી સાથે, બોલતાં ચાલતાં બે પગાં શરીરો પણ વેચાતાં મળી શકે છે. કાળીદાસ શેઠને પણ એક દેહ ખરીદવો પડયો. શેઠને જમાઇ કરવા

અનેક ધનલોભી માબાપો તૈયાર હતાં; પણ તેમના જેવા પતિ પામવાનું ભાગ્ય શાંતા સિવાય કોઇનું નહોતું.

શાંતાનાં માબાપ ગરીબ હતાં. તેમણે ભવિષ્ય ઉપર નજર રાખી શાંતાના સાટામાં ઝાઝી સોનામ્હોરો માગી નહિ. કાળીદાસ શેઠને છોકરી નાની લાગી; પણ 'થોડે પૈસે પરણી શકાતું હોય તો વધારે સારૂં. નાની છે તે મોટી થઇ જશે.' એમ મન મનાવી તેઓ શાંતાને પરણ્યા. શાંતા નબળા બાંધાની હોવાથી પણ કદે નાની દેખાતી. તેને હજી બાર વર્ષ પણ પુરાં થયાં નહોતાં. એ બિચારીને આવાં લગ્ન જરાય પસંદ નહોતાં. તે કાળીદાસ શેઠને ઓળખતી હતી. તેમના અતિ સ્થૂલ દેહ તરફ તેને અણગમો હતો. એ જ અણગમતા પુરૂષની પત્ની થવું પડશે એવો ખ્યાલ તેને ક્યાંથી હોય? તે મનમાં ખુબ મુંઝાતી; પણ શું કરે? તે હિન્દુ કુમારિકા હતી! માબાપની મરજી મુજબ તેને પરણવાનું હતું!

જ્યારે પરણનાર બાળાને કજોડિયાં કે વૃદ્ધ લગ્ન ગમતાં નહોતાં, ત્યારે ગામની સ્ત્રીઓને તેની અદેખાઇ આવતી. અજ્ઞાન સ્ત્રીઓના જીવનનું ધ્યેય સારૂં ખાવું-પીવું-પહેરવું ઓઢવું એનાથી મોટું હોતું નથી. એ ધ્યેય કોઇને સંપૂર્ણ રીતે સફળ થતું હોય તો એમને તેની અદેખાઇ કેમ ન આવે? બાળલગ્ન અને વૃદ્ધલગ્ન જેવા દુષ્ટ રિવાજો અજ્ઞાન સ્ત્રીઓને જ શું આભારી નથી?

*　　*　　*

રાત્રિનો ઘોર અંધકાર ચારે તરફ છવાઇ રહ્યો હતો. જગત્ નિદ્રાદેવીને ખોળે પડયું હતું. સર્વત્ર શાંતિનું સામ્રાજ્ય વ્યાપી રહ્યું હતું.

આ સમયે એક ગૃહમાંથી કોઈ સ્ત્રીની ચીસો સંભળાતી હતી. એ શું હશે? એ ગૃહના નોકર ચાકર જાગી ઉઠયા, પણ પછી કંઇક વિચાર આવતાં પાછા સુઇ ગયા.

'ભાભી, ભાભી! આ મારો બાપ છે કે કસાઇ? એકનો તો

જીવ લીધો. હવે આનો લેશે? બિચારી ઉગતી કળી છે. ધિક્કાર હજો એનાં માબાપને!'

'બ્હેન! આપણે શું કરી શકીએ? એ એમની પરણેલી સ્ત્રી છે. એમની વચમાં આવવાનો આપણને અધિકાર નથી.'

'ભાભી! તે દિવસે આપણે આપણા રસોયા સાથે જરા વાતો કરતાં હતાં, ત્યારે તો મારા બાપાએ વૈધવ્ય ધર્મ ઉપર એક લાંબું ભાષણ કર્યું હતું. પોતે ચચ્ચાર વખત પરણ્યા છતાં ન ધરાયા અને પાંચમી વખત પરણી આવ્યા. જે સમાજમાં પુરૂષો ચાહે તેટલી વખત પરણી શકે તે સમાજને સ્ત્રીઓને વૈધવ્ય પાળવાનો ઉપદેશ કરવાનો શો અધિકાર? મારી નજર સામે મારો બાપ નાનકડી નારી સાથે વ્યભિચાર સેવે છે અને મને વૈધવ્યપાલન કરવા ઉપદેશ આપે છે: ત્યારે શું હું યે મનુષ્ય નથી? મને પણ દરેક જાતની ઇચ્છા થાય છે. સારાં કાર્યોમાં આપણી ઉમ્મરની સ્ત્રીઓ કેવી આનંદથી મહાલે છે? અને આપણે એ કાર્યોમાં અપશુકનીયાળ ગણાઇએ છીએ ભાભી! મને તો મારા સ્વામીની મુખાકૃતિ પણ યાદ નથી. લગ્નને બીજે જ અઠવાડીયે હું વિધવા થઇ. મારામાં અને એક કુમારિકામાં શો ફરક છે? મને હજી વીસ વર્ષ પણ પુરાં થયાં નથી. આજે ૯ વર્ષ થયાં વૈધવ્યનું પાલન કરૂં છું. શ્રીમંત બાપે મને ૧૧ મે વર્ષે પરણાવી દીધી. હું વિધવા બની. હવે મારે પરાણે વૈધવ્યનું પાલન કરવું પડશે. કેટલાક તો કહે છે કે વિધવાઓને કેળવીને સેવિકાઓ કરો; પણ મારા જેવી બાળવિધવા વાસનાઓપર કાબુ રાખી શકવા અસમર્થ હોય, તો તેણે શું કરવું? ભાભી! મારો બાપ પાંચ વખત પરણ્યો, તો હું એકજવાર ફરી ન પરણી શકું?'

'બ્હેન! તમે હિન્દુસમાજમાં જન્મ્યાં છો, એ વાત કેમ ભૂલી જાઓ છો? વિધવાનાં લગ્ન આપણા સમાજમાં થઇ શકે ખરાં? તમે છાની રીતે વ્યભિચાર સેવો, તે એ સમાજને પાલવશે; પણ

પુનર્લગ્નનું તો નામ સરખું ન લેવાય. તમે ચાહે તો મુસલમાન થાઓ; ચાહે તો ખ્રિસ્તી બનો, વેશ્યા બનો: બીજું બધું મરજીમાં આવે તેમ કરો, પણ પુનર્લગ્ન કરી સમાજમાં સ્થાન નહિ મેળવી શકો. વિધવાઓએ કાં તો પરાણે વૈધવ્ય પાળવું, કાં તો ધર્માંતર કરી લેવું કે પતિતા બનવું. એ માર્ગો સમાજે વિધવાઓને માટે ખુલ્લા મૂકયા છે. હિન્દુસમાજમાં સ્ત્રી તરીકે જન્મ લેવો, એ પૂર્વના પાપનો ઉદય છે. તેમ ન હોય તો આપણે શા માટે સમાજસિતમની ભઠ્ઠીમાં પીસાવું પડે ?' હજી આગળ વાત થાય, ત્યાં તો એક ભયંયર ચીસ પડી. એથી નણંદ ભોજાઇ એકદમ બોલતાં બંધ પડયાં.

ઉપરોકત વાર્તાલાપ કાલીદાસ શેઠની પુત્રી અને પુત્રવધૂ વચ્ચે ચાલતો હતો અને જણાવવાની જરૂર નથી કે પેલી ચીસો, શેઠના શયનગૃહમાંથી આવતી હતી.

'ભાભી! મને તો કંઇ ભયંકર બનાવ બન્યો હોય એમ જણાય છે.'

' હા, મને પણ એમ જ લાગે છે.'

શેઠના ઘરમાં એકદમ કોલાહલ થઇ રહ્યો. શેઠ એકદમ બહાર આવ્યા. તેમણે ડાકટરને તેડવા નોકરને મોકલ્યો. થોડીવારમાં ડોકટર આવી પહોંચ્યો. તેને લઇ શેઠ પોતાના શયનગૃહમાં ગયા. પાછળ નણંદ ભોજાઇ પણ ગયાં.

દરવાજો ખોલતાં એક ભયંકર દશ્ય દેખાયું. અંદર એક પલંગ ઉપર શાંતા બેભાન જેવી પડેલી હતી. તેનાં વસ્ત્રોનું ઠેકાણું નહોતું. આખું બિછાનું લોહીથી ખરડાયલું હતું. ડોકટરે શાંતાને તપાસી. પણ શાંતા તો કયારની, ચીર શાંતિ લેવા આ ભવ છોડીને સ્વર્ગે સંચરી હતી.

નિષ્ઠુર હિન્દુસમાજ! કોયડો ઉકેલી શકે છે ? કહે જોઉં, આ લગ્ન પુત્રપ્રાપ્તિ માટે હતાં કે વ્યભિચાર માટે ?

' હિન્દુસમાજની બાળાઓ શું બળિદાન માટે જન્મતી હશે ? પુનર્લગ્ન કરનાર વિધવાનો સમાજ બહિષ્કાર કરે છે ને હવસના

આવા ખૂની પુરૂષોને અત્યાચારના પરવાના આપે છે. શાંતાના મૃત્યુ માટે સમાજ જ જવાબદાર છે. ખરૂં કે નહિ, ભાભી ?'

'બ્હેન ! તમે ફરી ભૂલી જાઓ છો કે હિન્દુસમાજ માટે બધું શક્ય છે. થોડા દિવસ પછી તમારા પિતા ફરી પરણે તો તેમાં નવાઇ નહિ, કારણ, હિન્દુસમાજમાં પુરૂષો માટે બધું શક્ય છે; પછી ભલેને તે ખુની હોય.'

શાન્તાના મરણુનો ભેદ કોઇથી અજાણ્યો ન રહ્યો. કાળીદાસ શેઠે પૈસાનું પાણી કરી શાન્તાની મરણક્રિયા વગર હરકતે કરી. પૈસા હોય તો શું અશક્ય છે ?

શાન્તાના મરણ પછી કાળીદાસ શેઠે લગ્ન માટે પાછી ગોઠવણ કરવા માંડી. હજીપણ ધનલોભી માબાપો તેમને પોતાના જમાઇ કરવા તૈયાર હતા. સમાજને તેઓ ફરી પરણે તેમાં જરાયે આશ્ચર્ય જેવું લાગ્યું નહિ.

નવાં લગ્ન પછી કાળીદાસ શેઠ પોતાનાં કાળાં કર્મોનો હિસાબ આપવા ઇશ્વરના દરબારમાં રવાના થયા અને પાછળ એક બાળાને વૈધવ્યની ભઠ્ઠીમાં હોમતા ગયા.

હિન્દુસમાજ ! તારે માટે શું અશક્ય છે ?



# અનાથ વિધવા

‘ઈશ્વરને ખાતર કોઇ આ બાળક પર દયા કરો.’

શહેરના સરિયામ રસ્તાપર બેસી એક ચિંથરેહાલ સ્ત્રી ઉપરોક્ત શબ્દો કરૂણ સ્વરે ઉચ્ચારી રહી હતી. તેની આંખમાંથી આંસુ વહેતા હતાં. પાસે એક તરતનું જન્મેલું અને કપડામાં વિંટાળેલું બાળક સુતું હતું. તેના કરૂણ શબ્દો સાંભળવાની કોઇને ફુરસદ નહોતી. સ્ત્રી યુવાન હતી અને એની મુખાકૃતિ તેના એક વખતના સૌંદર્યની સાક્ષી પુરી રહી હતી. રડી રડી તેની આંખો સુજી ગઇ હતી.

થોડા સમય પછી તે રસ્તે એક સ્ત્રીઓનું ટોળું આવ્યું; તેમણે એ અબળાનો કરૂણ અવાજ સાંભળી તેની તરફ નજર કરી. એ ટોળામાંથી એક આધેડ ઉમ્મરની સ્ત્રી એ બાઇ પાસે આવી અને તેને જોતાં જ તેનાથી બોલાઇ જવાયું:—

‘અરે, આ તો પેલા મોતીચંદ શેઠની બાયડી. રાંડ! આટલા દિવસ ક્યાં ગઇ હતી? આ કોના પેટનું છોકરૂં છે? ધણીનો પૈસો ઉડાવી હવે લોકોને લૂંટવા બેઠી છે? તને તો કંઇ આપીએ તોય પાપ લાગે. ચાલો, આવાનું મોઢું જોવું પણ સારૂં નહિ.’ એમ કહી એ આધેડ સ્ત્રી બધી સ્ત્રીઓને લઇ કથા સાંભળવા ચાલી ગઇ.

પેલી અનાથ સ્ત્રીએ દીર્ઘ નિઃશ્વાસ નાખ્યો. આ બધી સ્ત્રીઓ ધર્મ પામવા જતી હતી; પણ એક અનાથ સ્ત્રીને તેની એક જ ભૂલને ખાતર મદદ કરવાનું તેમના ધર્મમાં લખ્યું હોય એમ લાગતું નહોતું! રસ્તાપરથી પસાર થતા નફ્ટ પુરૂષો, પેલી કંગાલ બાઇ સામે અપશબ્દો બોલતા, મશ્કરીઓ કરતા; પણ કોઇ સજ્જન તેમને રોકતો

નહિ. પોતે 'ભીખારણુ' જેવી રહી, એટલે તેના દિલમાંથી માન–અપમાનની લાગણી પણુ જાણે સુકાઇ ગઇ હશે! બિચારી મુગે મ્હોંડે જ બધું સહન કરતી. સહન કરવા સિવાય બીજો ઉપાય પણુ શો હતો?

એ રસ્તા ઉપર કોઇ શ્રીમંત પુત્રનો વરઘોડો નીકળ્યો, ત્યારે તે ઉઠી અને માગવા લાગી: પણુ તેને ધક્કો મારી દૂર કરવામાં આવી, ત્યારે તે સુંદર વસ્ત્રાલંકારોથી શણુગારાયેલી સ્ત્રીઓ પાસે જઇ એક પૈસા માટે આજીજી કરવા લાગી; પણુ આ ગંદી સ્ત્રીના સ્પર્શથી કદાચ તેમનાં વસ્ત્રો ખરાબ થઇ જાય તો? તેમણે માણુસ પાસે એકદમ તેને દૂર હડસેલાવી મૂકી.

'હા, નસીબ! તારી લીલા અજબ છે. હું પણુ એક દિવસ આ સ્ત્રીઓમાં સૌથી સુંદર અને શ્રીમંત હતી. આ જ સ્ત્રીઓ મારી સાથે એક શબ્દ પણુ બોલવાનું બનતાં પોતાને ભાગ્યશાળી ગણુતી; તે જ સ્ત્રીઓ મને ધક્કા મારી દૂર કાઢે છે. એમાં તેમનો શો વાંક? માબાપે પૈસાને ખાતર મરણુપથારીએ પડેલા વૃદ્ધને પરણુાવી. વાસનાની તૃપ્તિ માટે એ વૃધ્ધે મારૂં બલિદાન લીધું અને પોતે તરત જ મરણુ પામી મને વૈધવ્ય આપ્યું. યુવાન પત્નીની સંભાળ લેવા સંરક્ષકો નીમ્યા, પણુ એ રક્ષકો ભક્ષકો બન્યા અને મને ભીખારણુ બનાવી મૂકી. હું ભ્રષ્ટ બની. મારા જ પૈસા ઉપર એ લોકો મોજ કરે છે અને હું એક પૈસા માટે ટળવળું છું. વૈધવ્યપાલન કરવા હું અશક્ત નીવડી. હાય, બાળકની માતા પણુ બની! હવે એનું પોષણુ કેમ કરવું? શિક્ષણુ નથી પામી કે કયાંક કમાઇ શકું. કોઇ હુન્નર જાણુતી નથી કે જેથી રોટલો પેદા કરી શકું. વિધવાના બાળકને કોણુ મદદ કરે? મદદ કરે તો તેમનો ધર્મ રસાતાળ જાય. કુતરાઓને રોટલા નાખવા એ તેમનો ધર્મ; પણુ મારા જેવાં પતિત માનવીઓને સહાય કરવામાં તેઓ પાપ માને છે. શું મનુષ્યો પશુથી પણુ ગયા?'

એકાએક બાળકના રડવાથી તેની વિચારશ્રેણી તુટી. તેણે રડતા

બાળકને ખોળામાં લઇ ધવડાવવા માંડયો; પણ બે દિવસથી પેટમાં અનાજ ગયું નહોતું, એટલે દૂધ કયાંથી આવે ? પેટ ન ભરાવાથી છોકરો રડયા કરતો. સાથે એની હતભાગિની મા પણ રડવા લાગી. 'ઓ પ્રભુ ! કયાં જાઉં ? શું કરૂં ? આ લોકો કેવા આનંદથી લગ્નોત્સવ માણે છે ? સેંકડો લોકો છૂટથી ખાય છે. કેટલુંય અનાજ બગાડે છે, પણ એક કોળીયો મારા જેવી ભૂખીને આપવા તેમની પાસે નથી. કેવા દયાહીન માણસો છે ! હજી એકવાર પ્રયત્ન કરૂં—જો કોઇને દયા આવે તો.' એમ વિચારી તે ઉઠી. પાસે જ લગ્ન હોવાથી નાત જમતી હતી ત્યાં ગઇ.

'ઓ દયાળુ ! બે દિવસથી ખાધું નથી. આ બાળકને ખાતર એકાદ ટુકડો આપવા દયા કરો. ભગવાન તમારૂં ભલું કરશે.'

'હવે જા, રાંડ ! કયારની માથું ખાઇ ગઇ છે. તારે કલ્લે કંઇ ભલું થઇ જવાનું નથી, અને અહીં કંઇ તારે માટે નથી રાંધ્યું, સમજી ? જો ફરી આવી છે તો માર્યા વિના નહિ મૂકું.' એમ કહી એક પુરૂષે તેને ધક્કો માર્યો. તે પોતાના બાળકની સાથે પડી ગઇ. પાછી લથડતે પગે ઉભી થઇ.

'ઓ ભાઇ ! એક ટુકડો આપો. હું ભૂખથી મરી જઇશ.'

'મરતી હોય તો મરને; તેમાં અમારે શું ? એટલો ભાર ઓછો થશે.' પેલા પુરૂષે ક્રૂરતાથી કહ્યું.

રડતી રડતી તે ત્યાંથી ચાલી ગઇ. રાત થવા આવી. ચારે તરફ અંધકારનું સામ્રાજ્ય છવાવા લાગ્યું. રસ્તાપર લોકોની આવજાવ પણ ઓછી થઇ. એ બિચારી પોતાના બાળકને લઈ નિરાશ બની નિસાસા નાખતી એક ઝાડ નીચે બેઠી. રસ્તો નિર્જન થતાં તે ઉઠી. પાસે જ દેખાતા એક કુવાની નજીક ગઇ. ચારે તરફ નજર ફેરવી. કોઇ ન જણાતાં કુવાની પાળપર ચડી. પોતાના બાળકને ખોળામાં સુવાડી તેને પંપાળવા લાગી, પણ એકાએક તેણે તેને ખોળામાંથી

હાથમાં લઇને ચુંબનોથી અકળાવી દીધો. પછી તે બાળકને ઉદ્દેશી આવેશથી બોલવા લાગી:

'તું વિધવાનો પુત્ર! તને જગતપર જીવવાનો શો અધિકાર? અધિકાર વિના જીવવા માગે છે? એ કેમ બને? જા, ફરી કદી વિધવા માતાને પેટે અવતરવાની ભૂલ કરીશ નહિ.' એમ કહી તેણે બાળકને કુવામાં ફેંકી દીધો; પણ પછી તેનું માથું ફરવા લાગ્યું. તેની આંખોમાંથી અગ્નિ વરસવા લાગ્યો. તે ઉન્માદિની જેમ વાળ ખેંચવા લાગી. 'મનેય જીવવાનો શો હક્ક છે? હું મનુષ્ય છું? ના, ના; હું રાક્ષસી છું—ખુની છું!' એમ કહી નિર્દય હિન્દુસમાજપર ભયંકર અટ્ટહાસ્ય કરતી તે પણ કાયમને માટે કુવાના ગર્ભાગારમાં અલોપ થઇ. એ ભયંકર અંધકાર ભેગું તેનું જીવન ગળી ગયું; પણ એ માતાપુત્રનાં જીવન સમાજથી તરછોડાયલાં હતાં, એટલે તેમના મૃત્યનો શોક શો?



# વિધવાનાં વીતક !

'બ્હેન ! રડે તો મારા સમ; અકળાયા વગર મને તારી હકીકત ન કહે ?'

'શું કહું ? મારી કલંક–કથની આપ જેવાંની સમક્ષ ક્યા મ્હોંડે રજુ કરું ?' રમાએ રડતાં રડતાં કહ્યું.

'નાહક સંકોચાય છે શા માટે ? તને સાંભળ્યા પછી શું હું તારો તીરસ્કાર કરીશ ? એવો ભય જ ન રાખતી. જે હોય તે કહે મને, બ્હેન !' માણેકભાઇએ આશ્વાસન આપતાં કહ્યું.

'ત્યારે સાંભળો.'

રમાએ દીર્ઘ નિઃશ્વાસ નાખી, સજળ નેત્ર અને પંખીની પાંખો પેઠે ફફડતા હૃદયે કહેવા માંડ્યું:—

'હું એક સાધારણ સ્થિતિનાં માબાપની પુત્રી છું. મારે બે ભાઇ અને એક બ્હેન છે. માબાપ એવાં તો ચુસ્ત રૂઢિભક્ત, કે મને નિશાળનું મ્હોં જ નહિ જોવા દીધેલું; કેમકે 'છોકરીની જાતને ભણવાની શી જરૂર ? તેને કયાં કમાવા જવું છે ?' એવી તેમની માન્યતા હતી. ૧૧ વર્ષની થતાં માબાપને મારે માટે ચટપટી પેઠી. 'આવડી મોટી છોકરી' કુંવારો માંડવો સેવતી હોય તે કેમ ઉંઘ આવે ?

પછી તો પિતા મારા લગ્નની ગોઠવણ કરવા અનેક દલાલોને મળ્યા. છેવટે મારે માટે એક વૃદ્ધ શ્રીમંતને પસંદ કરવામાં આવ્યો. થનાર ભાવિ પતિ મૃત્યુને પંથે વિચરી રહ્યો હતો; પણ પાછળ રડવા કુટવા એક સ્ત્રીની જરૂર જણાઇ હશે, એટલે તેણે મારી વેરે લગ્ન કર્યાં.

મારાં લગ્ન થયાં. બહુ સમજ ન હોવાથી મને તો જાણે સ્વર્ગ મળ્યું હોય એમ લાગતું. રોજ નવું નવું ખાવાનું, પહેરવાનું હોય, તો પછી એક બાળકના હર્ષનું પૂછવું જ શું ? બુઢ્ઢા વરજી તો મને લાડકા બાળકની જેમ લાડ લડાવે ! હું કેમ ઝટ મોટી થાઉં તેની તેમને ઘણી ચિન્તા થતી; પણ મને મોટી થયેલી જોવાની આશા બિચારાના મનમાં જ રહી ગઇ. પરણ્યે ત્રણ જ માસ થયા હશે અને પતિદેવ સ્વર્ગે સીધાવ્યા. પરિણામે ૧૧ વર્ષની આ કમનસીબ કન્યા 'વિધવા' બની.

પાંતના મરણ પછી સાસરે બીજું કોઇ ન હોવાથી, મારી સંભાળ માટે માબાપ મારે ત્યાં રહેવા આવ્યાં. મારા પતિનું કોઇ નજીકનું સગું ન હોવાથી હવે તો હું જ બધી મીલ્કતની એકલી માલેક હતી; એટલે મીલ્કતનો વહિવટ મારો બાપ કરતો.

દિવસો પછી દિવસો વીત્યા. હું બાળા મટી નવયૌવના બની. મારી દેહવાડીમાં અવનવી વસન્ત વહેવા લાગી. હૃદય કંઇક શોધવા લાગ્યું. બ્હેન ! વૈધવ્ય એ શી વસ્તુ છે, તે ત્યારેજ સમજી શકી. મને મારી મા–બ્હેનની સુવાવડ વખતે ખુબ ઓછું આવતું. ' અહા, એ કેવાં સંતાન સુભાગી ! પોતાના પતિ, પુત્રો સાથે કેવાં આનંદ કરે છે !' એમ મને થતું. હું પણ એવું સુખ મેળવવા ઇચ્છતી; પણ આ વિધવાને વાસ્તે તો એ આકાશકુસુમવત્ જ ગણાય ને !

હું પૈસાદાર વિધવા હોવાથી મારી પાસે વસ્ત્રાલંકારોની ખોટ નહોતી. તે પહેરતાં મને કોઇ અટકાવતું પણ નહિ. સારૂં સારૂં ખાવા મળતું, એટલે વૃત્તિઓમાં વિકાર પણ ખુબ ઉશ્કેરાતો. અરેરે, નજર સમક્ષ ૪૦–૪૫ વર્ષની મા સુવાવડ ભોગવતી હોય અને ઘરમાં બાળ-વિધવા પુત્રી કે પુત્રવધૂની વસ્તી છતાં માબાપ કે સાસુ સસરાને વિષય સેવતાં જરાયે લાજ શરમ ન મળે ! આવા વાતાવરણમાં વિધવાઓ પવિત્ર જીવન ક્યાંથી ગાળી શકે ?

મને ગમે તેવી કહેજે, પણ બ્હેન! યૌવનજન્ય ઇચ્છાઓ મારાથી કાબુમાં ન જ રખાઇ શકી. મારા જેવી શ્રીમંત યુવાન વિધવાનો શિકાર કરવા ઘણાયે નરપશુઓ ફરતા. વિકારને જોરે તેમાંના એક શિકારીનો હું શિકાર થઈ પડી. મને એ પુરૂષથી ગર્ભ રહ્યો. આબરૂ જવાની મને બીક લાગવા માંડી. એ વાતની મારાં માબાપને પણ ખબર પડી. મને ગર્ભ રહેતાં મારો આશક મારી પાસેથી ખુબ પૈસા પડાવી કયાંક પલાયન થઇ ગયો. મારાં માબાપે ઘણીખરી મીલ્કત સાફ કરી નાખી હતી. હિસાબ કરવાની તો મને આવડત નહોતી, એટલે મારે છતે પૈસે ભીખારણ બનવાનો વખત આવ્યો.

આડોશપાડોશમાં મારી વાતો થવા લાગી. મારાં માબાપ પણ ગભરાયાં. તેમણે મને ગર્ભપાત કરવા દવા ખાવા કહ્યું, પણ મેં તે લેવાની સાફ ના કહી. મારા પાપનો ભોગ એક નિર્દોષ જીવને શા માટે બનાવું? હું જીવ–હત્યારી ન થઇ, એટલે માબાપે મને ઘરમાંથી ચાલ્યા જવા કહ્યું. ઘર મારૂં હતું. તેમને મને તેમાંથી કાઢવાનો અધિકાર નહોતો; પણ મને મારા ગોઝારા કરમની જ શરમ નડતી હતી, એટલે મેં ચાલ્યા જવાનું દુરસ્ત ધાર્યું. પણ કયાં જવું? મને કોણ આશ્રય આપે? સમાજમાં ગુપ્તપાપાચાર ગમે તેટલો કરી શકાય છે, પણ ખુલ્લી રીતે સમાજની સામે બળવો કરનાર સંસારમાં રહી શકતો નથી; છતાં મેં તો સમાજની સામે થવાનું જ પસંદ કર્યું. એક જીવના બચાવને ખાતર હું બધું સહન કરવા તૈયાર થઇ; પણ હું શ્રીમંત વિધવા કોની પાસે મદદ માગું? આખો દિવસ રખડી બેભાન બની રસ્તા પર પડી રહી અને જ્યારે ભાન આવ્યું, ત્યારે તમારા ઘરમાં મને પડેલી જોઇ.' રમાએ પોતાની હકીકત રડતાં રડતાં કહી સંભળાવી

માણેકબાઇ એક પવિત્ર શ્રીમંત વિધવા હતી. સમાજમાં વિધવાઓની દુર્દશા જોઇ તેનું હૃદય કકળી ઉઠતું. તેણે વિધવાઓની સહાયતા માટે પોતાના ગૃહમન્દિરને વિધવાશ્રય માટેની ખાનગી સંસ્થા

જેવું બનાવી મૂકયું હતું. કોઇપણ દુ:ખી વિધવાની હકીકત તે જાણતી, ત્યારે તરત જ તેને યોગ્ય મદદ કરવા પોતે તૈયાર રહેતી. આજે રસ્તામાંથી બેભાન બનેલી રમાને, માણેકબાઇ પોતાને ઘેર લાવી હતી. તેની હકીકત સાંભળી તેને આશ્વાસન આપ્યું.

'રમા ! મને તું તારી મોટી બ્હેન જેવી ગણજે. તારૂં કોઇ નથી એમ ન માનતી. આ ઘર તારૂં જ છે. તું સુખેથી અહીં રહેજે. તારા જેવી બીજી પણ કેટલીક સ્ત્રીઓ અહીં રહે છે, તેમની સાથે તું પણ રહેજે.' માણેકબાઇએ પ્રેમથી રમાને માથે હાથ ફેરવતાં કહ્યું.

'ઓ બ્હેન ! તમે કેવાં દયાળુ છો ? તમ સરખાં શ્રીમંત વિધવા પૈસાનો સદુપયોગ કરે તો મારા જેવી કેટલીએ સ્ત્રીઓ પતીત થતી બચી જાય. તમારે લીધે જ મારૂં જીવન બચ્યું. બ્હેન! તમારા ઉપકારનો બદલો શી રીતે વાળાશે ?' રમાએ આભારદર્શક સ્વરે કહ્યું.

'સ્વાશ્રયી બનીને તારા જેવી વિધવાઓનો ઉદ્ધાર કરવા પાછળ, હોય તે તમામ શક્તિ ખર્ચીને સ્તો !' માણેકબાઇએ પોતાની ભાવના વ્યક્ત કરી.

'માણેકબાઇ ! તમારા જેવી વિધવાઓ સમાજમાં કેટલી હશે ? પૈસાદાર વિધવાઓ તો ઘણીયે હશે, પણ તમારી જેમ વિધવાઓનીજ દાઝ ધરાવનાર તો કોઇક જ ! મારા જેવી ઘણીયે સ્ત્રીઓ આશ્રયને અભાવે મોતને શરણે જાય છે. હિન્દુસમાજમાં પશુ પક્ષીઓને રક્ષણ મળી શકે છે, પણ મનુષ્યને મળવું મુશ્કેલ છે. તમારા જેવી ખરો ધર્મ સમજનાર વ્યક્તિઓ સમાજમાં થોડી છે. તમે મને રક્ષણ આપી કર્તવ્યમાર્ગ બતાવ્યો. હવે હું તમારી છત્રછાયા નીચે મારૂં જીવનકર્તવ્ય પુરૂં કરીશ.' એમ કહી રમાએ માણેકબાઇને વન્દન કર્યું.

માણેકબાઇએ તેને આશીર્વાદ આપ્યો.

રમાએ બાળકના જન્મ પછી અભ્યાસ કરવા માંડયો. તેણે નર્સીંગનો અભ્યાસ પુરો કર્યો. રમાનું જીવન લોકોપયોગી બન્યું.

તે ગરીબ વર્ગની મફત સેવા કરતી. માણેકબાઇના આશ્રમમાં અનેક વિધવાઓ પોતાનું જીવન સુધારી સ્વાશ્રયી બની હતી. રમા તરફ ગામના ધર્મ ઘેલડા રૂઢિગ્રસ્ત લોકો ધિક્કારની નજરે જોતા, પણ રમાને તેની દરકાર નહોતી. ગરીબ વર્ગમાં સેવા કરી તે તેમની દેવી સમાન થઇ પડી હતી. રમાને તેથી ઘણો જ સંતોષ થતો.

માર્ગ ભૂલેલી વિધવાઓને હડધૂત કરવા કરતાં તેમને આશ્રય આપી કેળવવાથી તે સમાજોપયોગી બની શકે છે, એ સૂત્ર રમાએ પોતાના જીવનથી સિદ્ધ કરી બતાવ્યું.



# ક મ ળા

---

'જો, અમે દર્શન કરવા જઇએ છીએ; વાસણ ખાલી પડયાં છે, સમજી ? પાણી ભરી મૂકજે. પછી આ ઘઉં દળવાના છે, તે બેઠી બેઠી દળજે; ખબરદાર, જો રખડવા ગઇ તો તારી વાત તું જાણી.' કમળાની સાસુએ સત્તાવાહક હુકમનાં તીર છોડયાં. પોતે શણગાર સજી પોતાની વિધવા પુત્રીને લઇ દર્શન કરવા જતી હતી અને બિચારી બાળવિધવા કમળા, જે હમણાં જ વાસણ માંજીને કાંઇક પરવારતી હતી, તેણે વીલા અને મૂગે મ્હોંડે સાસુજીનું સંભાષણ સાંભળ્યા કર્યું.

'શું વિધવા થઇ, એટલે એક મીનીટ પણ બેસવાનો અધિકાર ગયો ? ઢોરથી પણ ગઇ ? ઓ પ્રભુ ! આવો જીવનભાર તે કેમ વહન થશે ?' કમળા ઉપરોક્ત પ્રશ્નો મનને પૂછી નિઃશ્વાસ નાખી કામે વળગી.

ઉમ્મરે પહોંચેલી સાસુ શણગારો સજે અને વિધવા વહુ ન છૂટકે સાધુજીવન ગાળે, એ તો હિન્દુસમાજમાં જ સંભવે. સારું ખાવું-પીવું કે પ્હેરવું-ઓઢવું કે આનંદ-ઉત્સવ માણવા, એ સઘળું વિધવા માટે વર્જ્ય છે. વિધવાને એ બધું શા માટે જોઇએ ?

કમળા તેના માબાપની એકની એક લાડકી છોકરી હતી. તેને પિયરમાં કામ કરવાની ટેવ નહોતી. શ્રીમંત માતાપિતાની એકની એક છોકરીને શા માટે કામ કરવું જોઇએ ? તેનાં માબાપને લાડકી દીકરીના લગ્નનો લહાવો લેવાનાં કોડ જાગ્યા. કમળા નવમે વર્ષે લગ્ન-

બંધનથી બંધાઇ; પણ બાલહરણી જેવી રમતી કુદતી બાળા સંસારની ભઠ્ઠીમાં હોમાય છે, એવો વિચાર કોઇને ન ઉદ્‌ભવ્યો.

લગ્ન પછી બીજે વર્ષે કમળાનો પતિ મરણ પામ્યો. ૧૦ વર્ષની કમળા વિધવા ગણાઇ. તેની વયની તેની સખીઓ હજી કુદકા મારતી, ત્યારે કમળા વિધવા બનીને અન્ધારિયો ખુણો સેવતી. પુત્રીને વિધવા બનેલી જોઇ તેનાં માબાપને ખુબ આઘાત લાગ્યો. તેઓ થોડા દિવસમાં મરણ પામ્યાં. કમળાનું હવે કોઇ ન રહ્યું. તે સાસરે રહેવા લાગી. માબાપને ત્યાં હતી, ત્યાંસુધી દુઃખ એ શું, તે કમળા ન સમજતી. વૈધવ્ય એટલે શું, તે સમજવા જેટલી તેની ઉમ્મર પણ નહોતી.

કમળાને વિધવા થયે પાંચ વર્ષ વીતી ગયાં. 'હવે તે સોળ વર્ષની સુંદરી' બની હતી. તે બિચારીને પોતાનું સૌંદર્ય જોવાની ફુરસદ કયાં હતી? વહેલાં ઉઠી આખો દિવસ તેને ઘરવૈતરૂં કૂટવું પડતું. જેણે કદી લોટો પણ નહોતો ઉપાડયો, તેને માથે આખા ઘરનું કામ નાંખવામાં આવ્યું. રાતના પણ તેને આરામ નહોતો. તેને તેના નાનકડા દીયરને રાતનાં સાચવવો પડતો. એ બધું કરવા છતાં સાસુ તેની ઉપર સદા શબ્દબાણો વરસાવતી. બિચારી કમળા તે બધું મુંગે મોઢે સહન કરતી. તેનું સંસારમાં કોઇ નહોતું. તે વિધવા હતી. સહન કર્યા સિવાય છૂટકો નહોતો.

પુત્રના મરણ વખતે પછાડા ખાતી માતાને જોઇ સૌ કોઇ સમજતા કે હવે એ નહિ જીવે. આજે એજ સ્ત્રી નાનકડા બાળકને આનંદથી રમાડતી હતી. વિધવા પુત્રવધુ સાસુની સુવાવડ કરતી. સાસુ સસરાને ઉંઘમાં ખલલ ન થાય એટલે એમનું બાળક વહુને સાચવવું પડતું. બાળકનો રડવાનો અવાજ કદાચ સાસુજી સાંભળી જતાં તો બિચારી કમળાને માર ખાવાનો વખત આવતો.

કમળા યુવાન હતી. યૌવનજન્ય અભિલાષાઓ તેના હૃદયમાં ઉત્પન્ન થતી. પણ વિધવાવસ્થા યાદ આવતાં નિરાશ બની નિઃશ્વાસ

નાખતી. કમળાની વિધવા નણંદ પોતાના અધિકારનો અમલ બરાબર ચલાવતી. આખો દિવસ બહાર ભટકવું, એ તેનો નિયમીત ધંધો હતો. તે બનીઠની ગામમાં ફરતી અને તક મળ્યે સ્રીત્વનું વેચાણ પણ કરતી! પણ તેની ભાભીની કદાચ કોઇ પુરૂષ તરફ ભૂલેચુકે નજર પડી ગઇ તો આ નણંદ વિધવા-ધર્મ ઉપર એક ભાષણ ભરડતાં ચુકતી નહિ. નણંદ જ્યારથી ઘરમાં આવી ત્યારથી કમળા ઉપર સીતમો વરસવા બાકી ન રહ્યા. તે માંદી પડી. વિધવાને દવા શા માટે જોઇએ? તેનો ભાવ પુછવાની દરકાર કોઇને નહોતી. માંદી માંદી પણ તેને ઘરકામ કરવું પડતું. ન ખમાય ત્યારે કમળા આંસુ સારતી. તેને આશ્વાસન આપવા આ સંસારમાં કોઈ નહોતું. તે ઘણીવાર આત્મઘાત કરવા વિચાર કરતી; પણ યુવાવસ્થામાં મૃત્યુ પામવું, આશાઓ છોડવી, એ સહેલું નથી. તેણે નાસી જવા વિચાર કર્યો; પણ ક્યાં જવું? જાણે ધરતી પણ તેને ખાવા ન ધાતી હોય!

એક દિવસ તેના હાથમાંથી અશક્તિને લીધે તેનો નાનકડો દિયર પડી ગયો. તેને કંઇ ખાસ વાગ્યું નહોતું, પણ સાસુ તેની એ ભુલ કેમ સહન કરે? એ ક્રૂર મા-દીકરીએ તેને એટલી મારી, કે કમળા બેભાન બની ગઇ; પણ તેમને તેની શી પરવા હતી? કેટલાએ દિવસથી તાવથી પીડાતી એ અબળા, આ માર સહન ન કરી શકી. તેનામાં ઉઠવાની શકિત ન રહી. બીજે દિવસે સવારમાં તેણે ઉઠવા પ્રયત્ન કર્યો, પણ તેનાથી ઉઠી શકાયું નહિ. તેને હજીસુધી સુતેલી જોઇ, તેની સાસુએ આવી તેને ધમકાવી કહાડી.

'મારાથી ઉઠી શકાતું નથી; હાડકાંમાં કળતર ને વેદના બહુ થાય છે.' કમળાએ પોતાના સુઇ રહેવાનું કારણ દર્શાવ્યું.

'રાંડને કામ કરવું નથી, એટલે ઢોંગ કરે છે. મારી પાસે એ તારા ઢોંગ નહિ ચાલે.' એમ કહી શંખણી સાસુએ તેનો હાથ ઝાલી ઉઠાડી.

ગરીબ બિચારી કમળાને ચોધાર આંસુ સારતાં કામે વળગવું

પડયું: પણ આજે તેની સહનશક્તિ ખૂટી ગઇ. તેણે ગૃહત્યાગ કરવાનો નિશ્ચય કર્યો. નશીબ દોરી જાય ત્યાં જવાનું સાહસ ખેડી, રાત્રે સૌ સુઇ ગયાં, ત્યારે તે ઘર છોડી, દિશાઓ દોરે તે રસ્તે ચાલી નીકળી.

રાત્રિના ઘોર અંધકારમાં આ બીનઅનુભવી અબળા બેફામ બની, કશા પણ નિશ્ચિત સ્થાન સિવાય ચાલવા લાગી. તે બીકથી ધ્રૂજતી હતી. તેને ફરી ઘરે ચાલ્યા જવાનો વિચાર ઉત્પન્ન થયો, પણ સાસુ યાદ આવતાં તે વિચાર પડતો મુકયો; ત્યારે કયાં જવું? તે એક ઠેકાણે બેસી ગઇ. તેનું હૃદય શૂન્ય બની ગયું. તે રસ્તા ઉપર બેસી ખુબ રડી. પોતે આ વિશાળ જગતમાં એકલી અટૂલી કયાં જશે? એ વિચારે તે ભડકી ઉઠતી.

પણ રસ્તા ઉપર કોઇનો અવાજ આવવાથી તે ચમકી. તેણે જોયું તો એક સ્ત્રી કેટલાક પુરૂષો સાથે આવતી હતી. આવનાર સ્ત્રીએ રસ્તા ઉપર કોઇ સ્ત્રીને બેઠેલી જોઇ. તે કમળા પાસે આવી અને તેને તેની હકીકત પૂછી. કમળા દુઃખની મારી કંઇ બોલી શકી નહિ. તે સ્ત્રીએ કમળાને પોતાને ઘરે આવવા કહ્યું. ઓથ–આધાર ઝંખતી કમળાએ વગર આનાકાનીએ બાઇનો બોલ ઝીલી લીધો. તેણે પોતા-ને આશ્રય આપવા માટે મનમાં ઇશ્વરનો પાડ માન્યો. પૂછવાથી તેણે પોતાની વીતક વાર્તા આશ્રયદાતા બાઇને કહી સંભળાવી.

થોડે દૂર જતાં તેઓ એક વિશાળ મકાન પાસે આવી પહોંચ્યાં. મકાનમાં બન્ને દાખલ થયાં કમળા. એ ઘરનો ઠાઠ જોઇ ચમકી. તેને એ ઘર કોઇ ગૃહસ્થનું હોય તેમ ન જણાયું. બત્તીઓના તેજમાં પોતાની આશ્રયદાતા સ્ત્રીનું મુખ તેણે બરોબર જોયું. તે પણ તેને ગૃહસ્થ સ્ત્રી જેવું ન લાગ્યું. તેને લાગ્યું કે તે ફસાઇ પડી છે.

પેલી સ્ત્રી પણ કમળાના મુખ ઉપર થતાં ફેરફારો જોઇ, તેની મનોદશા સમજી ગઇ; તેણે કમળાને કહ્યું:

'બ્હેન! તારૂં આ સંસારમાં કોણ છે? તું કયાં જઇશ? હવે તો આ તારૂં જ ઘર! નિરાંતે રહે અને તારા સુન્દર યૌવનને

લેખે લગાડ. સંસારનો અનુભવ મેળવ. અહીં રહી મોજ કર.'

કમળા વિચારમાં પડી. તેને અનેક આશાઓ ઉત્પન્ન થઇ. ક્ષણભર તે કંપી ઉઠી. પતિતા બનવા તેનું મન ન માન્યું; પણ તે ક્યાં જશે? તેને કોણ આશ્રય આપશે? પેલી સ્ત્રીએ બતાવેલી લાલચોએ તેના મનને ચંચળ બનાવ્યું. સમાજના સિતમોએ તેને અકડાવી મૂકી હતી. તેનાં સાસુ સસરા ૫૦ વર્ષની ઉમ્મર થવા છતાં વિષય સેવતાં. તેની નણંદ ધર્મીપણાના ઓઠા નીચે વ્યભિચાર ખેલતી, એ તેને યાદ આવ્યું. તેણે શો ગુન્હો કર્યો હતો? શા માટે તે પણ મોજ ન માણે? વળી ઘડીક વાર પછી તેનું કુળાભિમાન જાગ્યું: 'હું પતિતા બની માબાપનાં નામને કલંકિત કરૂં?' તેનું હૃદય પોકારી ઉઠયું. 'શું એક ટુકડાને ખાતર પતિતા બનીશ?' તે કંઇ નક્કી ન કરી શકી.

'કેમ બ્હેન! શા વિચારમાં પડી છે? હું પણ તારા જેવી કુળવાન ગૃહની પુત્રી અને વધૂ હતી. વિધવા થતાં મારા ઉપર અનેક સિતમો વરસ્યા. ત્રાસથી કંટાળી નાસી છૂટી. સમાજમાં મને કોઇએ આશ્રય ન આપ્યો; તેથી આ જીવન સ્વીકારવું પડયું. બ્હેન! હિન્દુ વિધવાનું આશ્રયસ્થાન કાં તો કુવો કે કુટણખાનું બને છે. જે સમાજના લોકો મારો તિરસ્કાર કરતા 'તે જ' લોકો આજે મારો ઉંબરો ઘસે છે. મારા દેહને શણગારવા પોતાની સ્ત્રીઓનાં વસ્ત્રાલંકારો આનંદથી લાવે છે. મારૂં એઠું ખાવામાં પોતાને ભાગ્યશાળી માને છે. જે સ્ત્રીઓ મારી સામે આંગળીઓ કરતી તે જ આજે મારાં દર્શન કરવા તલપાપડ બને છે. હું રસ્તામાંથી નીકળું, ત્યારે સ્ત્રીઓ ઘરકામ છોડી મને જોવા નિકળે છે. બ્હેન! હિન્દુસમાજમાં વિધવાઓ આનંદ માણી શકે છે; પણ તે આ જીવનથી; નહિ કે વૈધવ્ય–પાલનથી'. તું અહીં રહે, પછી જો કે તારા ચરણ ચુમવા સમાજના ધર્મઘેલડા પુરૂષો પડાપડી કરે છે કે નહિ? શ્રીમંતો તારી પાછળ ફના થવા તૈયાર થશે. બોલ, શી ઇચ્છા છે?' પેલી સ્ત્રીએ કમળાને લાલચો બતાવી.

'શું હું પતિતા બનું ? દેહવિક્રય કરૂં ? શા માટે ? એક રોટલાના ટુકડા માટે ? સમાજને હું પતિતા બનું તોય શું ? દેહવિક્રય કરી સુખ મેળવું ? શું એ સુખ કહેવાય ? નહિ, નહિ; હું પતિતા નહિ બનું. તો ક્યાં જવું ? ઓ ઇશ્વર ! હું ક્યાં જાઉં ? બસ, ઇશ્વરને જ આશરે જઇશ. મારા જેવી અનાથનો તે નાથ છે. મારા નાથ પાસે જ જાઉં.' 'કમળાએ અનેક તર્કવિતર્ક પછી નિશ્ચય કરી દીધો. કમળાએ પેલી સ્ત્રીને કહ્યું:

'બ્હેન ! તમારા વિચારો તમને જ મુબારક હો. તમારા જેવું સુખ મારે જોઇતું નથી. પેટને ખાતર સ્ત્રીત્વનું વેચાણ કરવા કરતાં મને મરણ વધુ પસંદ છે. હું જાઉં છુ. મને આશ્રય મળી ગયો.' એમ કહી કમળા ઝપાટાબંધ દરવાજા બહાર નીકળી ગઇ. પેલી સ્ત્રી તો આશ્ચર્યથી તેને જોઇ રહી.

કમળાએ રસ્તાપર આવી ચારે તરફ નજર ફેરવી. દૂરદૂર એક કુવો પોતાને નિમંત્રણ કરતો લાગ્યો. તે તરતજ ત્યાં ગઇ, નીચે નજર કરતાં જોયું તો કુવો પાણીથી ભરપુર હતો. એ અગાધ જળ જોતાં તેના હૃદયમાં કંપ થવા લાગ્યો; છતાં એકદમ તે કુવાની પાળ પર ચઢી ગઇ. સમાજના દુષ્ટરિવાજોને ધિક્કારતી તે કુવામાં કુદવા તૈયાર થઇ; વળી સહજ ક્ષોભ પામી, કુવો પૂરવાની હિમ્મત ન ચાલી ! તે નીચે બેસી ગઇ. તેણે કોઇ સ્થળે પોતાને માટે સ્થાન છે કે નહિ, તેનો વિચાર કર્યો; પણ તે નિરાશ બની, ફરી ઉભી થઇ. 'ઓ હિન્દુસમાજની સ્ત્રીઓની આરામગાહ ! મને પણ તારો આશ્રય લેવા દે.' એમ કુવાને સંબોધી કમળા કુદી પડી. બે ચાર વાર ઉપર આવી તે સદાને માટે નીચે બેસી ગઇ.

આવી કેટલીએ કમળાઓ સમાજસિતમની ભઠ્ઠીમાં હોમાય છે; પણ તેમાં સમાજને શું ?

---

# પતિતા

રમણુલાલ સુશિક્ષિત અને સમાજસેવાની ધગશવાળો યુવાન હતો. તે ગર્ભશ્રીમંતનો પુત્ર હતો. તેનાં માતાપિતા મરણ પામ્યાં હતાં. ઘરમાં પતિપત્ની સિવાય કોઈ નહોતું. પત્ની અભણ અને અસંસ્કારી છતાં પૈસાદારની પુત્રી હોવાથી રમણુલાલને પરણવાલાયક ગણાઇ. રમણુલાલે પોતાના લગ્ન સામે વિરોધ દર્શાવ્યો, પણ માતાપિતાના અત્યાગ્રહથી તેને ન છૂટકે પરણવું પડયું. રમણુલાલ પોતાની અભણ પત્નીથી અસંતોષી રહેતો; છતાં બીજા શ્રીમંત પુત્રોના જેવા કુછન્દે ચડયો નહોતો.

રમણુલાલ આજે ફરવા ગયો હતો. ત્યાંથી પાછા ફરતાં તેની નજર એક વિશાળ ગૃહની અટારીએ ઉભેલી યુવતી તરફ ગઇ. તેને જોતાં તે ચમકયો: 'આ શું? એ અહીં કયાંથી?' પેલી યુવતીની નજર પણ તેના ઉપર પડી. એ યુવતીએ તેને ઉપર આવવા ઇસારો કર્યો. તે તરત જ ઉપર ગયો. પેલી યુવતી તેનું સ્વાગત કરવા દરવાજામાં ઉભી હતી. તેને જોઇ રમણુલાલ એકદમ બોલી ઉઠયો:

'વિમળા! તું અહીં કયાંથી?'

'પૂર્વજન્મનાં પાપથી!'

'એટલે? વિમળા! આ ઘર કોનું છે? તારો વર કમાયો લાગે છે! આ ઠાઠમાઠ—આ વૈભવ જોતાં તમે શ્રીમંત બન્યાં હો એમ લાગે છે. કે કોઇ શ્રીમંત સગા તરફથી વારસો મળ્યો છે?'

'આ વૈભવ, આ પૈસો, આ ઠાઠમાઠ સઘળું મને હિન્દુસમાજે ઉદારતાથી અર્પણ કર્યું છે!' વિમળાએ જરા હસીને કહ્યું.

'એનો અર્થ?' રમણુલાલે આશ્ચર્ય પામતાં પૂછયું.

'એનો અર્થ એ જ કે આ એક પતિતાનું ગૃહ છે. ત્યાં વૈભવ વિલાસની શી મણા હોય ?'

'શું કહે છે, વિમળા! તું પતિતા ? ખરૂં કહે છે ? એમ કેવી રીતે બન્યું ?' રમણલાલે પોતાના માન્યામાં ન આવતું હોય તેમ અજાયબી પામતાં કહ્યું.

'રમણલાલ ! હું પતિતા બની નથી, પણ મને પતિતા બનવાની ફરજ પાડવામાં આવી. સમાજે વિમળાને વેશ્યા બનાવી !' વિમળાએ દર્દભર્યા સ્વરે કહ્યું.

સાંભળીને રમણલાલ સ્તબ્ધ થયો. તેણે થરડાતે અવાજે પૂછ્યું:–

'તને આ જીવન પસંદ છે ?'

'રમણલાલ ! નરકાગાર કોને પસન્દ હોય ?' એટલું કહેતાં વિમળાનું હૈયું ભરાઇ આવ્યું.

'વિમળા ! તું દુઃખ ન લગાડ. મારો પ્રશ્ન તને દુઃખ લગાડવા માટે નથી, પણ મને જાણવા દે, કે તારો પતિ ક્યાં છે ? હવે તો તે મોટો થઇ ગયો હશે ?'

'રમણલાલ ! મારો નાનકડો વર બે વર્ષ પહેલાં મરણ પામ્યો. હું વિધવા બની. સોળ વર્ષની પત્નિને ૧૩ વર્ષનો પતિ ! આવું જોડું તો હિન્દુસમાજમાં જ હોય. બાળક પતિની યુવાન પત્નિ વ્યભિચારિણી બને તો તેમાં શું ? હું મારા મનને વશ કરી ન શકી. હું સાસુ સસરાથી છાની રીતે વ્યભિચાર સેવતી, પણ મારી વાત ગુપ્ત ન રહી. મને ગર્ભ રહ્યો. મારી સ્થિતિ ગંભીર બની. મારાં સાસુ સસરાએ પણ એ વાત જાણી. મારા ઉપર જુલ્મ વરસવા લાગ્યો અને છેવટે મને પીઅર મોકલાવી, પીઅરમાં પણ માબાપ તિરસ્કારવા લાગ્યાં. કુલિન સગાં મેળવવા મારાં માબાપે ઉમ્મરનો પણ વિચાર ન કર્યો. ખાનદાનીના ખપ્પરમાં કોણ જાણે કેટલીએ બાળાઓ હોમાતી હશે ! મારાં માબાપે મને ગર્ભપાત કરાવા અનેક ઔષધો આપ્યાં, પણ તે

નિષ્ફળ ગયાં. આથી મારાં માબાપ મુંઝાયાં. તેમણે વારંવાર મારૂં અપમાન કરવા માંડયું. અનેક જાતના ત્રાસ આપવા માંડયા. હું બધું મુંગે મોઢે સહન કરતી. મારાં માબાપે આબરૂને ખાતર મને ઝેર આપવાની ગોઠવણુ કરી. હું તેમની મસલત સાંભળી ગઇ. જન્મદાતા માબાપ જ્યારે પુત્રીનો નાશ કરવા તૈયાર થાય ત્યારે પુત્રી શું કરે ? ક્યાં જાય ? તેમણે મારા જીવનનો એક વખત તો નાશ કર્યો, પણ તેથી તેમને સંતોષ ન થયો. હું જીવ બચાવવા ઘરમાંથી નાસી છૂટી. એક દિવસ વિધવાશ્રમમાં આશ્રય મેળવવાની આશાએ ગઇ. મેં મારી હકીકત સંભળાવી, આશ્રય આપવા વિનંતી કરી; પણ 'આ આશ્રમ કુલીન વિધવાઓ માટે છે.' એમ મને કહેવામાં આવ્યું. ખરૂં છે; મારા જેવી અકુલીન વિધવાઓને એ કુલીન વિધવાઓ સાથે કેમ રાખી શકાય ? હું નિરાશ થઇ ત્યાંથી મારા આશક પાસે ગઇ. તેણે પહેલાં તો મને રાખવા ના પાડી, પણ પછીથી તેણે કંઇક વિચાર આવતાં હા કહી. તે મને પોતાની સાથે એક સ્ત્રીને ત્યાં લઇ ગયો. ત્યાં રહેવા તથા ખાવાની તેણે ગોઠવણુ કરી આપી. મને મૂકી તે ચાલ્યો ગયો અને ફરી કદી મને મળવા આવ્યો નહિ. થોડા દિવસ જતાં મારા જાણવામાં આવ્યું કે મારો આશક મને એક વેશ્યાને વેચી ગયો છે. હાય ! સ્વાર્થી પુરૂષો ! સ્વાર્થ સરતાં ઠોકર મારે છે. મારા આશકે મને સ્વાર્થ ખાતર વેચી દીધી.

' મને એક બાળક અવતર્યું; પણ ઔષધની ગરમીથી તેનું શરીર ખવાઇ ગયું હતું, જે જન્મતાં જ મરણ પામ્યું. હું થોડા દિવસમાં સારી થઇ ગઇ. પછી પેલી સ્ત્રીએ મને નાચવા ગાવાનું શિક્ષણ આપવા માંડયું. થોડા જ સમયમાં એ કળાઓમાં હું પ્રવિણ થઇ ગઇ. જાહેરમાં મારા જલ્સા થવા લાગ્યા. અનેક શ્રીમંતો મારી પાછળ દિવાના બની પૈસાનું પાણી કરતા. મારા સૌન્દર્ય પર સ્ત્રીઓ પણ મોહીત થતી, તો પછી પુરૂષોનું તો પૂછવું જ શું ?

'પણ રમણલાલ! આ બધું હોવા છતાં મારૂં હૃદય બળ્યા કરે છે. પૈસા મારે ત્યાં પાણીની પેઠે વહે છે. અનેક પુરૂષોપર મારી સત્તા ચાલે છે, પણ ખરી શાંતિ નથી. આ લોહીનો વ્યાપાર મારા હૃદયને અશાંત બનાવે છે.

રમણલાલ! તમે ને હું એક વખત સાથે રમ્યાં છીએ, એટલે મારી હકીત કહેતાં મેં જરાય સંકોચ કર્યો નથી. ભાઇ! જો મારાં માબાપે કે સાસુસસરાએ મારી એક જ ભૂલ માફ કરી હોત તો આજે મારે વેશ્યા થવું ન પડત. સમાજ મારા જેવી પતિત સ્ત્રીઓને તિરસ્કારની નજરે જુએ છે, છતાં સમાજનાં સજ્જનો જ અમારૂં પાલન કરે છે. સમાજના સ્તંભ ગણાતા પુરૂષો બહારથી અમારો તિરસ્કાર કરે છે અને એ જ મહાશયો રાત્રે અમારે ત્યાં આવે છે, દારૂ પીએ છે, અમારૂં એઠું ખાય છે; તેમાં તેમને જરાયે શરમ થતી નથી.

'મારા જેવી ઘણીય પતિતાઓ પવિત્ર જીવન ગાળવા ઇચ્છે છે, પણ સમાજ તેમની તરફ દયાની નજરે જોતો નથી. એકવાર પતિત બનેલી સ્ત્રીને જન્મભર પતિતા જ ગણાવું પડે છે. લોકો અમને નીચ પતિતા કહી તિરસ્કારે છે. આથી અમે લોકોને લુંટવા, તેમને પાયમાલ કરવા ઉત્સુક બનીએ છીએ. સમાજ પતિતાઓ પેદા કરે છે અને પાળે છે, પણ પવિત્ર જીવન ગાળવા જતાં અમને ભૂખે મરવાનો વખત આવે છે.

'એક વેશ્યાનું જીવન કેટલું ભયંકર હોય છે! અનેક સ્ત્રીઓના શ્રાપ મને લાગે છે. અનેક યુવાન બાળાઓના પતિ મેં ઝુંટવ્યા છે. એ સૌના નિસાસા મારા જીવનને અશાંત કરે છે.

'રમણલાલ! મને આ નર્કમાંથી કોણ છોડાવે? આ જીવન આમ જ પુરૂં થશે? એક કુલીન કુટુંબમાં જન્મેલી બાળાને વેશ્યા બનવાનો વખત આવશે, એમ કોણ જાણતું હતું? સમાજનાં બંધનોએ

મને પતિત બનાવી. હવે હું મારા વૈરનો બદલો એ સમાજના લોકોને લૂંટી વાળું છું. દેહવિક્રય કરતાં મારૂં હૃદય કંપે છે; પણ શું કરૂં ? ક્યાં જાઉં ?' એમ કહી વિમળા મુક્ત કંઠે રડી પડી.

'વિમળા, વિમળા! તું રડ નહિ. હું તને બચાવીશ. ચાલ, મારે ઘેર આવી તું રહે ! તને એક વ્હેન તરીકે મારા ઘરમાં રહેવાનો હક્ક છે. હું તારો ભાઇ, તારા ઉદ્ધારને માટે બધું સહન કરીશ. ચાલ, હમણાં જ આપણે જતાં રહીએ. '

'નહિ, નહિ; હું મારે ખાતર તમારા સુખમય જીવનને દુઃખમય નહિ થવા દઉં. સમાજ તમને તિરસ્કારશે, તમારી જ્ઞાતિ તમારો બહિષ્કાર કરશે, એ બધું સહન કરવા તમે તૈયાર છો, પણ હું નથી. મને નર્કમાં જ રહેવા દ્યો. મારે માટે તમારા જીવનનો ભોગ લેવા હું ચહાતી નથી.'

'વિમળા ! શું તારે પવિત્ર જીવન ગાળવાની ઇચ્છા નથી ?'

'છે, પણ તે કોઇ વ્યક્તિના ભોગે નહિ.'

'વિમળા ! તારૂં જીવન બચાવવા મને ભોગ આપવો પડશે. તેથી હું શું ડરૂં છું ?'

'તમે ડરતા નથી, તે હું જાણું છું. પણ રમણલાલ ! મારા જેવી એક તુચ્છ સ્ત્રીને ખાતર તમારે લોકનિંદાનેપાત્ર થવું પડે, એ મને ગમતું નથી. તમારા જેવા આદર્શ યુવકને હું ધન્યવાદ આપું છું. તમારી સહાનુભૂતિ માટે તમારો ઉપકાર માનું છું.'

'વિમળા ! ત્યારે મારે શું કરવું ?'

'હું તમને રજા આપું છું. મારે ત્યાં આવી તમે પવિત્ર જીવન ગાળવા મને મદદ કરવા ચાહો છો, એ જો મારી રક્તપીપાસુ કુટ્ટણીના જાણવામાં આવશે તો મારે વળી નવી પીડા ઉત્પન્ન થશે; માટે જાઓ, મને મરવા દયો. જે સમાજે મને પતિતા બનાવી, તેજ મારૂં પોષણ કરશે. યૌવન અને સૌન્દર્ય છે ત્યાંસુધી મારા જીવનની કિમ્મત છે,

એ હું બરાબર સમજું છું; પણ સમાજમાં મારે માટે સ્થાન નથી. પતિતા બનેલી સ્ત્રી જન્મભર પતિતા જ રહેશે.'

રમણુલાલ જવા ઉઠ્યો. તેને આ સ્ત્રીની ઘણી જ દયા આવતી. તેને બચાવવા તે તૈયાર હતો, પણ વિમળા પોતાને લીધે રમણુલાલનું જીવન ક્લેશમય બને, એમ ઇચ્છતી નહોતી. તેણે પતિતા જ રહેવા માગ્યું.

હિન્દુસમાજ! તું કેટલીએ પતિતાઓ બનાવીશ અને પાળીશ! અનેક બાળાઓ સમાજસિતમના ભોગે પતિતાઓ બને છે અને સમાજ તેમનું પાલન કરવા તૈયાર રહે છે. હિન્દુસમાજની કેટલી અધોગત સ્થિતિ!

**સ મા પ્ત**

# પ્રશ્નોત્તરી

[1]શ્રી કચ્છી દશા ઓશવાળ "પ્રકાશ" તા. ૨૧–૬–૧૯૨૬

સુજ્ઞ બંધુ, / બ્હેન,

જયજીનેંદ્ર સાથે સવિનય જણાવવાનું કે આપણા જ્ઞાતિજીવન પરત્વે અનેક કૂટ પ્રશ્નો વિષે વધારે ચર્ચા થવાની જરૂર છે અને તે માટે આપણા સર્વ વિચારશીલ જ્ઞાતિબંધુ અને ભગિનીઓના નિશ્ચિત અભિપ્રાયની જરૂર છે; એટલું જ નહીં, પણ તેમાંના ખાસ લક્ષ્ય આપવા યોગ્ય મતો તરફ આપણી જ્ઞાતિનું ધ્યાન ખેંચાય, તે પણ આવશ્યક છે. આ માટે અમે થોડાએક મૂખ્ય પ્રશ્નો જોડેલા છે, તેમાંથી આપને યોગ્ય લાગે તેટલા અથવા બધાય પ્રશ્નો સંબંધી આપનો અંગત ખુલાસો બને તેટલા ટુંકાણમાં, પણ સ્પષ્ટ રીતે, વેળાસર લખી મોકલવા કૃપા કરશોજી. અમે આવા અભિપ્રાયો પ્રસિદ્ધ કરવાનો ઇરાદો રાખીએ છીએ, કે જેથી આપણા જ્ઞાતિબંધુઓને આપના મતનો લાભ મળે. આ ઉપરાંત બધા પ્રશ્નો ઉપર વિગતવાર ચર્ચા કરી આપના જવાબનો બીજી અનેક રીતે પણ ઉપયોગ કરવા અમે વિચાર રાખ્યો છે, કે જેથી અવ્યવસ્થિત થઇ ગએલી આપણી કોમ કાંઇક પણ નવીન માર્ગ મેળવી પ્રગતિમય બને. આટલું લક્ષ્યમાં લઈ આપને યોગ્ય લાગે તેટલા પ્રશ્નોનો જવાબ અમારા ઉપર તા. ૩૧–૭–૨૬ સુધીમાં લખી મોકલા કૃપા કરશોજી.

ઠેકાણું:— ખડક–માંડવી, મુંબઈ

લી. સેવક,
**પી. વી. શાહ**
સેક્રેટરી, શ્રી. ક. દ. ઓ. જૈન પાઠશાળા

---

૧ કચ્છી દશા ઓશવાળ પ્રકાશ પુસ્તક બીજું, સંવત ૧૯૮૨
પ્રકાશક:—ધી કેન્ડલી યુનિયન, મુંબઈ

## પ્રશ્નો

૧. આપણી જ્ઞાતિની હાલની સ્થિતિ તમને છિન્નભિન્ન લાગે છે કેમ ?

૨. આપણું જ્ઞાતિજીવન સચેત કરી શકાય તેમ છે? તેમ કરવાને તમે કયા વ્યવહારૂ ઉપાયો સૂચવો છો ?

૩. આપણા મહાજનનું એવું શું બંધારણ રચવું કે જેથી બધી વ્યક્તિઓ તેના ઠરાવને માન્ય રાખે ?

૪. જુદા જુદા ગામનાં મહાજનો ઉપર એક મધ્યસ્થ મહાજન રાખવું લાભદાયક છે કે નહીં? તેનું બંધારણ કેવું હોવું જોઇએ ?

૫. આ મધ્યસ્થ મહાજનનો ઠરાવ બધાં મહાજનો પાસે માન્ય રખાવવા શું યોજના કરવી ?

૬. જ્ઞાતિમાંથી કન્યાવિક્રય અને બીજી કુરૂઢીઓ કેવી રીતે નાબુદ થઇ શકે ?

૭. આપણા સામાજીક વ્યવહારોમાં, રીતરિવાજોમાં હદ ઉપરાંત ખર્ચા થાય છે, તેને જ લઇને મોટે ભાગે જ્ઞાતિમાં ગરીબાઇ અને કન્યાવિક્રય ઘર ઘાલી બેઠાં છે, તેમ તમો માનો છો? તો પછી આ ખર્ચા ઓછા થાય તે માટે મહાજન, વ્યક્તિ કે અમુક મંડળે શું ઉપાયો યોજવા ?

૮. કન્યાઓ અને યુવાનોના લગ્ન માટે તમે શું યોગ્ય ઉમર માનો છો? વૃદ્ધલગ્ન વિષે તમારો શું મત છે અને કેટલી ઉમર પછી આવાં લગ્ન અટકાવવાં જોઇએ ?

૯. વિધવાઓનાં પુનર્લગ્નની આપણી જ્ઞાતિને જરૂર છે કે નહીં? જરૂર હોય તો તમે તેને સંમતિ આપો છો? અને આપતા હો તો કયા સંજોગોમાં અને શા રીતે ?

૧૦. 'રોટીવ્યવહાર ત્યાં બેટીવ્યવહાર' એ સિદ્ધાંત તમને કેમ લાગે છે? જો ઇચ્છવાયોગ્ય હોય તો તે કેવી રીતે ?

૧૧. આ સઘળા વાસ્તવિક સુધારાઓ માટે જ્ઞાતિને એકાદ માસિકની જરૂરિઆત છે ખરી? જો તેમ હોય તો જ્ઞાતિનો શ્રીમંત અને કેળવાયલો વર્ગ એટલો પણ ભોગ પોતાની જ્ઞાતિ માટે ન આપી શકે? તમે પોતે શું મદદ કરવા તૈયાર છો?

૧૨. આપણી જ્ઞાતિની પ્રગતિ માટે બીજી કોઇ યોજના અથવા પગલાં તમે સૂચવો છો?

## ઉત્તર

### સૌ. સરલાબાઇ સુમતિચંદ્ર, મહુડા

૧. આપણી જ્ઞાતિની હાલની સ્થિતિ મને છિન્ન ભિન્ન લાગે છે; એટલું જ નહિ, પણ તે દિનપ્રતિદિન વધારે ને વધારે છિન્ન ભિન્ન થતી જાય છે અને વિનાશના પંથે ગતિ કરતી મને માલમ પડે છે.

૨. નિષ્પક્ષપાત, સમજુ, સદાચારી, ન્યાયપ્રિય અને જ્ઞાતિ હિત-ચિંતક પાંચ સજ્જનોને જ્ઞાતિમાંથી પસંદ કરી આજ સુધીના તમામ મતભેદોના નિકાલ કરવા જ્ઞાતિ તરફથી તેમને સંપૂર્ણ સત્તા મળવી જોઇએ અને એ પાંચ ગૃહસ્થોએ જ્ઞાતિના કલ્યાણ માટે ભૂતકાળના તમામ ઝઘડાઓનો અંત આણવો જોઇએ.

૩. જમાનાને જોઇને જ્ઞાતિનું બંધારણ કંઇક વિશાળ દૃષ્ટિ ઉપર રચાવું જોઇએ અને અનુભવી, ડાહ્યા, વૃદ્ધ છતાં સુજ્ઞ, સમજુ સાથે શ્રીમંત અને લાગવગવાળા ઉત્સાહી સજ્જનો મારફત જ્ઞાતિની તમામ વ્યક્તિઓને તે બંધારણનું પાલન કરવા દબાણ થવું જોઇએ.

૪. મહાસભાના ધોરણે કામ લેવું જોઇએ.

૫. ચોથા પ્રશ્નના ઉત્તરમાં જે જવાબ છે, તેજ આનો પણ છે.

૬. ભાષણો, લેખો, હસ્તપત્રિકાઓ અને પુસ્તકોદ્વારા મહિલા વર્ગના વિચારો બદલાવવા; તે સાથે કન્યાકેળવણી, વનિતાશિક્ષણ અને વિધવાઓને જ્ઞાન મળે, તેવા પ્રબંધો કરવા જોઇએ.

૭. હું માનું છું કે ખર્ચાળ રૂઢીઓ દૂર કરવી જોઇએ અને તેના માટે સાદા જીવનના ફાયદા જ્ઞાતિની પ્રત્યેક વ્યક્તિને સમજાવવા

ખુબ પ્રયત્નો કરવા તે સિવાય જ્ઞાતિની સાંપ્રત સ્થિતિનું ચિત્ર પ્રત્યેક જ્ઞાતિબન્ધુની દ્રષ્ટિ સન્મુખ ખડુ થાય તેવી હસ્તપત્રિકાઓ પ્રકટ થવી જોઇએ અને તે છૂટથી વહેંચાવી જોઇએ.

૮. હું માનું છું કે કન્યાનાં ૧૬ વર્ષ પછી ને પુત્રનાં ૨૦ વર્ષ પછી લગ્ન થવાં જોઇએ. વૃદ્ધ લગ્નને હું લગ્ન જ માનતી નથી છતાં જો તે ન્યાતીલાઓથી સમજી શકાય એમ ન હોય તો પચાસ વર્ષની ડોસી પંદર વર્ષના એક છોકરા સાથે લગ્ન કરે તો તેની જોડી કેવી દેખાય, તેનો ખ્યાલ જ્ઞાતિનાં સ્ત્રી પુરૂષોને આવી શકે તેવી બોધક હસ્તપત્રિકાઓ પ્રકટ થવી જોઇએ.

૯. હું પુનર્લગ્નની વિરૂદ્ધ છું (સ્ત્રી અને પુરૂષ બન્નેનાં). સ્ત્રી કે પુરૂષનાં લગ્ન એક જ વખત થઇ શકે અને સંભવી શકે. બીજીવાર સ્ત્રી પરણે કે પુરૂષ પરણે, તો પણ તે પુનર્લગ્ન જ ગણાય. જો બીજીવાર પુરૂષને પરણવાની છુટ મળતી હોય તો સ્ત્રીને શા માટે ન મળે? તે જ હું સમજી શકતી નથી.

૧૦. રોટી વ્યવહાર ત્યાં બેટી વ્યવહાર થવો જ જોઇએ અને તેના માટે પેટા જ્ઞાતિઓના નાની નાની દિવાલો તોડી નાખવી જોઇએ. અંતે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્ર એમ મુખ્ય જાતિઓ રહેવી જોઇએ; છતાં એ ક્રિયામાં રાખતાં મુશ્કેલ જણાતું હોય તો કચ્છી દશા ને વિશા તો એક થવા જ જોઇએ અને તેના માટે આગેવાનોના વિચારો બદલાવવા પ્રયત્નો કરવા જોઇએ.

૧૧. માસિકની હું જરૂરિયાત માનું છું, હું ગ્રાહક થઇશ. એટલું જ નહિ, પણ મારા સબંધીઓમાંથી ગ્રાહકો કરી આપીશ.

૧૨. સ્વરાજ્ય મેળવવા માટે મહાત્માજીએ જેમ સ્વયંસેવકો પેદા કર્યા છે. તે જ પ્રમાણે જ્ઞાતિહિત માટે ત્યાગી, સમજુ ને નિઃસ્વાર્થી સ્વયંસેવકો પેદા થવા જોઇએ.

# યુવકો પ્રત્યે [1]

જ્ઞાતિની ઉન્નતિ કરવી કે અવનતી કરવી, એ જ્ઞાતિજનોના હાથની વાત છે. હમણાં તો આપણી જ્ઞાતિ પાયમાલીના પંથે વિચરી રહી છે. કુસંપથી સારૂંય ભારતવર્ષ પાયમાલ થયું, તો આપણી જ્ઞાતિ પણ કુસંપથી પાયમાલ થાય, એમાં કંઇ આશ્ચર્ય નથી.

જે ગૃહમાં, જે કોમમાં અને જે દેશમાં કુસંપ ને વૈરવિરોધ પેદા થાય, તે ગૃહનો, તે કોમનો અને તે દેશનો નાશ થયા વિના રહે જ નહિ. આપણી જ્ઞાતિમાં પણ કુસંપ અને વૈર વિરોધે વાસ કર્યો છે એમ સ્પષ્ટ દેખાય છે અને તેથી તેનો નાશ થાય એ સંભવિત છે; છતાંય એમાંથી જ્ઞાતિને બચાવવા સત્વર ચેતી જઇ જ્ઞાતિને બચાવવી, એ દરેક જ્ઞાતિજનની ફરજ છે—ચાહે તો એ સ્ત્રી હો યા પુરૂષ. આપણી જ્ઞાતિમાં કાર્યકર્તાઓ ગણ્યા ગાંઠ્યા છે અને તેમાં વળી તેમનાં કાર્યને મદદ કરવાને બદલે તોડી પાડનારાઓ તેથીએ વિશેષ છે. આપણા જ્ઞાતિબંધુઓને સ્વજ્ઞાતિનું અભિમાન હોય એવું જણાતુંજ નથી. જો તેમનામાં સ્વજ્ઞાતિ વિષે અભિમાન હોય તો તેઓ જ્ઞાતિહિતનાં કાર્યોને તોડી ન પાડતાં તેને તન, મન અને ધનથી જરૂર મદદ કરે. જેઓને જ્ઞાતિ વિષે અભિમાન છે તેઓ જ્ઞાતિહિતનાં કાર્યો સ્વશક્તિ અનુસાર કરી રહ્યા છે.

જ્ઞાતિના સ્ત્રીવર્ગમાં ઘણી જ અજ્ઞાનતા છે; તે જ્યાંસુધી દૂર ન થાય, ત્યાંસુધી જ્ઞાતિની ઉન્નતિ થવી તદ્દન અસંભવિત છે. જ્ઞાતિની

---

૧ કચ્છી દશા ઓશવાલ પ્રકાશ પુસ્તક ૩ જું, સવંત ૧૯૮૩ પ્રકાશકઃ—ધી ફ્રેન્ડલી યુનિયન, મુંબઇ

ઉન્નતિ કરવામાં સ્ત્રી ને પુરૂષ બન્નેની જરૂર છે. એકલી સ્ત્રીઓ કે એકલા પુરૂષોથી જ્ઞાતિની ઉન્નતિ થાય, એમ હું માનતી નથી. તેને માટે તો સ્ત્રીઓ અને પુરૂષોએ સહકાર કરવો જોઇએ અને સ્ત્રીવર્ગ પુરૂષવર્ગને ત્યારે જ મદદકર્તા થઇ શકે, કે જ્યારે તેમનું અજ્ઞાન દૂર કરવામાં આવે: તેમનામાં સમજશકિત પેદા થશે ત્યારે જ તેઓ પુરૂષ, વર્ગને મદદ કરી શકશે. અત્યારે તો બ્હેનોને જ્ઞાતિ સંબંધી પૂરેપૂરી માહિતગાર રાખવી જોઇએ. તેમને જ્ઞાતિની વસ્તુસ્થિતિ સમજાવતા રહેવું જોઇએ; પણ વાત એ છે કે જ્યાંસુધી તેમનામાં અજ્ઞાનતા ભરેલી છે, ત્યાંસુધી તેઓ શી રીતે જ્ઞાતિની સ્થિતિ સમજી શકે? એટલે જ તેમની અજ્ઞાનતા દૂર કરવાનાં સાધનો પૂરાં પાડવાં, એ પુરૂષોની ફરજ છે.

ઘણી જ થોડી બ્હેનો જ્ઞાતિનું હિતાહિત સમજી શકે છે. **જ્યારે જ્ઞાતિની દરેક સ્ત્રી, જ્ઞાતિનું હિતાહિત સમજી, જ્ઞાતિને પોતાની શકિત અનુસાર મદદ કરતાં શીખશે, ત્યારેજ જ્ઞાતિની** કંઇક **ઉન્નતિ થશે.** હાલ આપણી જ્ઞાતિના સ્ત્રીવર્ગના મોટા ભાગને પોતાનો સમય, સારાં પુસ્તકોના વાંચનમાં, અભ્યાસમાં કે કોઇપણ સારાં કાર્યમાં વાપરવા કરતાં, પરનિંદા કરવામાં, પ્રમાદમાં પડયા રહી, ગુમાવવો વધારે ગમે છે. રડવા કુટવાના હાનિકારક રિવાજો, અજ્ઞાન સ્ત્રીવર્ગને ભાગ્યે જ ભારરૂપ લાગતા હશે; એટલું જ નહિ પણ તેઓ તે રિવાજોમાં રસપૂર્વક ભાગ લે છે. જે સ્ત્રીઓએ કુરિવાજોથી થતી હાનિને જાણ્યા પછી તેમનો ત્યાગ કરે છે, તે સ્ત્રીઓ, અજ્ઞાન સ્ત્રી-સમુદાય કે જે બ્હોળા પ્રમાણમાં છે, તેનાથી નિંદાય છે: તેથી ઘણી સ્ત્રીઓ ઘટતા સુધારાને અમલમાં મૂકતાં ડરે છે અને મને કમને આ અધમ રૂઢિઓ નિભાવી લેછે. આથી જ જ્ઞાતિમાં જે જે કુરિવાજો છે, તે તે રિવાજોથી થતી હાનિઓ સ્ત્રીવર્ગને બતાવો અને સમજાવો. રડવા કુટવાના રિવાજને જ્ઞાતિમાંથી સદાને માટે હાંકી કાઢો. બાળલગ્ન

તથા કન્યાવિક્રય જ્ઞાતિમાં બંધ થવાં જ જોઇએ; અને તેને માટે જ્ઞાતિમાં ખાસ નિયમો રચાવા જોઇએ અને એ નિયમોનું કડક પાલન થવું જોઇએ. **વિધવાઓને શિક્ષણ આપી, સમાજસેવિકાઓ બનાવો સ્ત્રીજાતિને કેળવી તેમનો સહકાર પ્રાપ્ત કરો.** સ્ત્રીજાતિને ઉન્નતિનાં માર્ગે ચઢાવો. જ્ઞાતિમાં જ્યારે સ્ત્રીઓ કાર્ય કરવાને તૈયાર થશે, ત્યારે પુરૂષોને પણ નવિન ઉત્સાહ મળશે, એમ હું માનું છું. **કેળવણી વિના મનુષ્યમાં મનુષ્યત્વ આવતું નથી**. જે જ્ઞાતિમાં જે મનુષ્ય (સ્ત્રી અથવા પુરૂષ) જન્મે, તેનું તે જ્ઞાતિ પ્રત્યે કંઇ પણ કર્ત્તવ્ય ન હોય? હોય જ.

જે દેશમાં, જે જ્ઞાતિમાં જે ધર્મમા આપણે જન્મ લીધો તે દેશ, તે કોમ તે ધર્મ પ્રત્યે આપણું કર્તવ્ય ન હોય એમ બને જ નહિ. દરેક મનુષ્યે પોતાની શકિત અનુસાર પોતાની ફરજ બજાવવી જોઇએ. અજ્ઞાનને વશ થઇ, જેઓ પોતાનું કર્તવ્ય ભૂલી ગયા હોય અને જેઓ પોતાની ફરજ જાણી શકતા નથી, તેઓને તેમના કર્તવ્યનું ભાન કરાવવું અને તેમને તેમની ફરજ દાખવવી, એ કર્તવ્ય જાણનારની ફરજ છે. જે મનુષ્ય પોતાની જ્ઞાતિ, ધર્મ અને દેશ પ્રત્યેનું પોતાનું કર્તવ્ય બજાવતો નથી, તે મનુષ્યના મનુષ્યત્વની કિંમત શી? **વિદ્યાથી મનુષ્ય સારાસાર સમજી શકે છે.** આપણી જ્ઞાતિમાં **અજ્ઞાનરૂપી** અંધકાર વ્યાપ્યો છે, તેને દૂર કરવા **જ્ઞાનરૂપી** સૂર્ય પ્રગટ કરો. **જો સ્ત્રીઓ કેળવણી પામશે** તો પોતાના **કર્તવ્યને સમજી શકશે**; માટે જ્ઞાતિમાં **દરેક સ્ત્રી કેળવાયલી જ હોવી જોઇએ** એવો નિશ્ચય કરો અને પછી એ નિશ્ચય પાર પાડવા જ્ઞાતિમાં કન્યાશાળાઓ વગેરે વિદ્યાલયો સ્થાપો, તેમાં બુદ્ધિનો વિકાસ થાય તેવા પ્રકારનું શિક્ષણ મળે એવો પ્રબંધ કરો. જ્યારે જ્ઞાતિની દરેક સ્ત્રી જ્ઞાતિ–ઉન્નતિ કરવામાં પોતાનો ફાળો આપશે, ત્યારે જ્ઞાતિની ઉન્નતિ થવામાં વધુ વિલંબ નહિ થાય. દરેક જ્ઞાતિબંધુ પોતાની

જ્ઞાતિ પ્રત્યેની ફરજ બજાવશે તો જ્ઞાતિની ઉન્નતિ શા માટે નહિ થાય? અદેખાઇ, વૈરવિરોધ તજીને સમગ્ર જ્ઞાતિજનો એકત્ર થશે, સ્વ-જ્ઞાતિ વિષે અભિમાન ઉત્પન્ન થશે, અમારી જ્ઞાતિની ઉન્નતિ જલ્દી કેમ થાય અને અમે તેને માટે શું કરીએ, એવા ભાવના તેમનામાં ઉદ્‌ભવશે, ત્યારે જ જ્ઞાતિમાં **નવજીવન** પ્રગટશે. અત્યારે તો મરણ પથારીએ પડેલાં મનુષ્ય જેવી આપણી જ્ઞાતિની સ્થિતિ છે. જો તેની બરોબર સારવાર નહિ થાય અને ઔષધપાણીની વ્યવસ્થા નહિ થાય તો તે મરણ શરણ થશે, તેમાં આશ્ચર્ય જેવું શું હોય?

પણ પોતાના કર્તવ્યને સમજી શકનાર યુવકો હજી આપણી જ્ઞાતિમાં વસે છે. જો એ બંધુઓ દરેક **જાતના સુધારા પોતાના ઘરથી જ શરૂ** કરે તો જ્ઞાતિમાં જરૂર જાગ્રતિ આવે અને જ્ઞાતિજનો તેમને અનુસરે. જે યુવાનો સ્વશકિત અનુસાર જ્ઞાતિનું હિત કરી રહ્યા છે. તેમને મદદ કરવા દરેક જ્ઞાતિજને તૈયાર રહેવું જોઇએ. તેમનાં કાર્યોને દરેક જ્ઞાતિજન વધાવી લઇ, તેમને ટેકો આપે તો જ્ઞાતિની ઉન્નતિ નજીક છે. જ્ઞાતિહિત ચાહનારા યુવકો! હવે ભૂત-કાળના વૈરવિરોધો વિસારે મૂકો! તમારી જ્ઞાતિ, અધોગતિના માર્ગ-માં ધસે જ જાય છે; તેને વિશેષ અધોગત થતી અટકાવો! તેમાં **નવચેતન** પ્રગટાવો!!

—સૌ. સરલાબાઇ સુમતીચંદ્ર



## વાંચવા, વિચારવા અને સંગ્રહ કરવા લાયક

# ઉત્તમ પુસ્તકો

### થોડી જ નકલો બાકી છે, પ્રમાદમાં પડશે તે પસ્તાશે.

પાલીતાણામાં સંવત્ ૧૯૫૯ ની સાલમાં મારા કેટલાક કચ્છી જૈન મિત્રોની સહાયતાથી મેં 'શ્રી જૈન ધર્મ વિદ્યા પ્રસારક વર્ગ' ની સ્થાપના કરી હતી. એ વર્ગના માનદ મંત્રી તરીકે દસ વર્ષ સુધી મેં કાર્ય કર્યું હતું; તે દરમિયાન શ્રીમંતોની સહાયથી કેળવણીની કેટલીક સંસ્થાઓની સાથે પુસ્તકપ્રકાશનખાતાની પણ સ્થાપના કરી હતી અને લગભગ પાંચ ડઝન સુબોધક પુસ્તકો પ્રસિદ્ધ કર્યાં હતાં. સંવત ૧૯૬૯માં પાલીતાણામાં જળપ્રલય થતાં, વર્ગને મોટી ખોટ ગઇ હતી. તે વખતે કેટલાક વ્યવસ્થાપકો રાજીનામાં આપી છુટા થઇ ગયા અને બાકી જે રહ્યા, તે પુસ્તકોની વ્યવસ્થા કરી ન શકયા; તેથી તેમણે વર્ગની સંસ્થા બંધ કરી અને તેમના હસ્તક જે પુસ્તકોનો સંગ્રહ હતો, તે મઢડા લાલન નિકેતનને સુપ્રત કર્યો. નિકેતનના વ્યવસ્થાપકોએ એ જવાબદારી મારે શિરે નાખી; તેથી ચાર મહિના મઢડામાં રોકાઇ, પુસ્તકોને વ્યવસ્થિત કરી, તેને બંધાવા પ્રજાની સેવામાં રજુ કર્યાં છે. પુસ્તકોનું સૂચિપત્ર સાથે આપવામાં આવેલ છે. તેમાં કેટલાંક પુસ્તકોની માત્ર ચાર–પાંચ પ્રતો જ સિલક છે. જે મંગાવવામાં ઢીલ કરશે, તે પાછળથી પસ્તાશે. પુસ્તકોનો પ્રચાર કરવા માટે તેની કિંમત ઘટાડવામાં આવી છે. પુસ્તકનું નામ, મુળ કિંમત, ઘટાડેલી કિંમત નીચે આપવામાં આવેલ છે- કમીશન આપવામાં નહિ આવે. (ટપાલખર્ચ જુદું સમજવું.)

**શાહ શિવજી દેવસિંહ મઢડાવાળા**

ઠે. શિવસદન, **મઢડા–શિહોર થઈ** (કાઠિયાવાડ)

# તદ્દન સારાં પુસ્તકો

| નંબર | પુસ્તકનું નામ | મૂળ કિંમત રૂ. આ. પા. | ઘટાડેલી કિંમત રૂ. આ. પા. |
|---|---|---|---|
| ૧ | ધર્મરત્ન પ્રકરણ ભાગ ૨ | ૩—૦—૦ | ૨—૪—૦ |
| ૨ | ,, ભાગ ૩ | ૧—૧૨—૦ | ૧—૫—૦ |
| ૩ | અધ્યાત્મસાર | ૩—૦—૦ | ૨—૪—૦ |
| ૪ | મહાવીર પ્રકાશ | ૧—૦—૦ | ૦—૧૨—૦ |
| ૫ | ધર્મવીર જયાનંદ ભાગ ૧ | ૧—૮—૦ | ૧—૨—૦ |
| ૬ | ,, ભાગ ૨ | ૨—૮—૦ | ૧—૧૪—૦ |
| ૭ | તત્વ ભૂમિમાં પ્રવાસ | ૨—૦—૦ | ૧—૮—૦ |
| ૮ | શ્રાવિકા–ભૂષણ ભાગ ૩ | ૧—૮—૦ | ૧—૨—૦ |
| ૯ | ,, ભાગ ૪ | ૨—૦—૦ | ૧—૮—૦ |
| ૧૦ | તત્વચિંતામણી | ૧—૪—૦ | ૦—૧૫—૦ |
| ૧૧ | શાસનદેવીનો પ્રવાસ | ૨—૦—૦ | ૧—૮—૦ |
| ૧૨ | શ્રાવક–સંસાર | ૧—૪—૦ | ૦—૧૫—૦ |
| ૧૩ | દિક્ષાકુમારી ભાગ ૧ | ૨—૮—૦ | ૧—૧૪—૦ |
| ૧૪ | જૈનસતીમંડળ ભાગ ૨ | ૧—૮—૦ | ૧—૨—૦ |
| ૧૫ | ઉપદેશ પદ | ૩—૦—૦ | ૨—૪—૦ |
| ૧૬ | ઉપદેશ રત્નાકર | ૨—૮—૦ | ૧—૧૪—૦ |
| ૧૭ | જૈન પહેલી | ૦—૧૦—૦ | ૦—૭—૬ |
| ૧૮ | જૈન શશીકાંત | ૨—૮—૦ | ૧—૧૪—૦ |
| ૧૯ | વિધિપક્ષ પંચપ્રતિક્રમણ ઉતરાર્દ્ધ | ૧—૪—૦ | ૦—૧૫—૦ |
| ૨૦ | તપગચ્છ પંચપ્રતિક્રમણ પુર્વાર્દ્ધ | ૦—૧૨—૦ | ૦—૯—૦ |
| ૨૧ | ,, ઉતરાર્દ્ધ | ૧—૪—૦ | ૦—૧૫—૦ |
| ૨૨ | મનોરમા | ૧—૮—૦ | ૧—૨—૦ |
| ૨૩ | શિવવિનોદ ભાગ ૧ | ૦—૧૨—૦ | ૦—૯—૦ |

| | | |
|---|---|---|
| ૨૪ ,, ભાગ ૨ | ૦-૧૨-૦ | ૦-૯-૦ |
| ૨૫ ,, ભાગ ૩ | ૦-૧૨-૦ | ૦-૯-૦ |
| ૨૬ ,, ભાગ ૪ | ૦-૧૨-૦ | ૦-૯-૦ |
| ૨૭ ,, ભાગ ૫ | ૦-૧૨-૦ | ૦-૯-૦ |
| ૨૮ શિવબોધ ભાગ ૨ | ૦-૧૨-૦ | ૦-૯-૦ |
| ૨૯ શિવપ્રબોધ ભાગ ૧ | ૦-૧૨-૦ | ૦-૯-૦ |
| ૩૦ શિવપ્રબોધ ભાગ ૨ | ૦-૧૨-૦ | ૦-૯-૦ |
| ૩૧ શિવવિલાસ | ૦-૧૨-૦ | ૦-૯-૦ |
| ૩૨ રાગબોધ | ૦-૫-૦ | ૦-૪-૦ |
| ૩૩ વિદ્યાચંદ્ર સુમતિ ભાગ ૧ | ૨-૦-૦ | ૧-૮-૦ |
| ૩૪ કૃતસી કેસર | ૧-૮-૦ | ૧-૨-૦ |
| ૩૫ ભારત ભજનામૃત | ૦-૪-૦ | ૦-૩-૦ |

**પાણીમાં ભીંજાયેલાં, છતાં વાંચી શકાય તેવાં સુધારેલાં પુસ્તકો**

| | | |
|---|---|---|
| ૧ ધર્મરત્ન પ્રકરણ ભાગ ૧ (અધુરૂં) | ૩-૮-૦ | ૧-૧૨-૦ |
| ૨ અધ્યાત્મસાર | ૩-૦-૦ | ૧-૮-૦ |
| ૩ મહાવીર પ્રકાશ | ૧-૦-૦ | ૦-૮-૦ |
| ૪ તત્વ ભૂમિમાં પ્રવાસ | ૨-૦-૦ | ૧-૦-૦ |
| ૫ શ્રાવિકા-ભૂષણ ભાગ ૧ | ૨-૦-૦ | ૧-૦-૦ |
| ૬ ,, ભાગ ૨ | ૨-૦-૦ | ૧-૦-૦ |
| ૭ ,, ભાગ ૩ | ૧-૮-૦ | ૦-૧૨-૦ |
| ૮ ,, ભાગ ૪ | ૨-૦-૦ | ૧-૦-૦ |
| ૯ દિક્ષાકુમારી ભાગ ૨ | ૩-૦-૦ | ૧-૮-૦ |
| ૧૦. જૈનસતીમંડળ ભાગ ૧ | ૨-૦-૦ | ૧-૦-૦ |
| ૧૧ ઉપદેશ પદ | ૩-૦-૦ | ૧-૮-૦ |
| ૧૨ ઉપદેશ રત્નાકર | ૨-૮-૦ | ૧-૪-૦ |
| ૧૩ જૈન શશીકાંત | ૨-૮-૦ | ૧-૪-૦ |
| ૧૪ વિધિ પક્ષ પંચપ્રતિક્રમણ (પૂર્વાર્દ્ધ) | ૦-૧૨-૦ | ૦-૬-૦ |

| | | |
|---|---|---|
| ૧૫ ,, ,, (ઉત્તરાર્દ્ધ) | ૧—૪—૦ | ૦—૧૦—૦ |
| ૧૬ તપગચ્છ પંચપ્રતિક્રમણ (પૂર્વાર્દ્ધ) | ૦—૧૨—૦ | ૦—૬—૦ |
| ૧૭ આનંદમંદિર (અધુરૂં) | ૩—૪—૦ | ૧—૧૦—૦ |
| ૧૮ પાંડવ પ્રબોધ [અધુરૂં] | ૩—૦—૦ | ૧—૮—૦ |
| ૧૯ દુનિયાનો સૌથી પ્રાચીન ધર્મ | ૧—૦—૦ | ૦—૮—૦ |
| ૨૦ ગુણવર્માનું રાસ | ૨—૦—૦ | ૧—૦—૦ |
| ૨૧ શ્રેણિક ચરિત્ર | ૧—૦—૦ | ૦—૮—૦ |
| ૨૨ સંઘપટ્ટક | ૩—૮—૦ | ૧—૧૨—૦ |
| ૨૩ યોગતત્વ | ૦—૮—૦ | ૦—૪—૦ |
| ૨૪ જૈન પ્રવેશપોથી ભાગ ૧ | ૦—૧—૦ | ૦—૦—૯ |
| ૨૫ ,, ભાગ ૨ | ૦—૨—૬ | ૦—૨—૦ |
| ૨૬ ,, ભાગ ૩ | ૦—૪—૦ | ૦—૩—૦ |
| ૨૭ ,, ભાગ ૪ | ૦—૫—૦ | ૦—૪—૦ |
| ૨૮ જૈન પહેલી | ૦—૧૦—૦ | ૦—૬—૦ |
| ૨૯ જૈન બીજી | ૦—૧૪—૦ | ૦—૮—૦ |
| ૩૦ પ્રવેશપોથી ભાગ ૧—૨ના અર્થ | ૦—૧—૦ | ૦—૦—૯ |
| ૩૧ ,, ભાગ ૩ ના અર્થ | ૦—૧—૬ | ૦—૧—૦ |
| ૩૨ ,, ભાગ ચોથાના અર્થ | ૦—૧—૬ | ૦—૧—૩ |
| ૩૩ જૈનતત્વાદર્શ | ૨—૦—૦ | ૧—૦—૦ |
| ૩૪ ધર્મસંગ્રહ | ૧—૮—૦ | ૦—૧૨—૦ |
| ૩૫ જૈન ઇતિહાસ | ૧—૪—૦ | ૦—૧૦—૦ |
| ૩૬ શ્રાવિકા શિક્ષણ રહસ્ય | ૦—૨—૬ | ૦—૨—૩ |
| ૩૭ પુરૂષાર્થ સિદ્ધિ | ૦—૫—૦ | ૦—૪—૦ |
| ૩૮ દેશોન્નતિનો સરળ માર્ગ | ૦—૨—૬ | ૦—૨—૦ |
| ૩૯ આનંદ રત્નાવળી | ૦—૨—૬ | ૦—૨—૦ |
| ૪૦ મુક્તિ સુંદરીનો સ્વયંવર | ૦—૩—૦ | ૦—૨—૬ |
| ૪૧ સમ્યકત્વ અને મિથ્યાત્વ સંવાદ | ૦—૧—૩ | ૦—૧—૦ |

| | | |
|---|---|---|
| ૪૨ આનંદ વ્યાખ્યાનમાળા | ૦—૬—૦ | ૦—૪—૦ |
| ૪૩ ગહુંલી સંગ્રહ | ૦—૨—૬ | ૦—૨—૦ |
| ૪૪ જૈન બાળગરબાવળી | ૦—૨—૬ | ૦—૨—૦ |
| ૪૫ શિવવિનોદ ભાગ ૧ | ૦—૧૨—૦ | ૦—૬—૦ |
| ૪૬ ,, ભાગ ૩ | ૦—૧૨—૦ | ૦—૬—૦ |
| ૪૭ ,, ભાગ ૪ | ૦—૧૨—૦ | ૦—૬—૦ |
| ૪૮ શિવબોધ ભાગ ૧ | ૦—૧૨—૦ | ૦—૬—૦ |
| ૪૯ ,, ભાગ ૨ | ૦—૧૨—૦ | ૦—૬—૦ |
| ૫૦ શિવવિલાસ | ૦—૧૨—૦ | ૦—૬—૦ |

# કૃતઘ્ની કેશર

## ( સચિત્ર આવૃત્તિ બીજી )

લેખક:—શાહ શિવજી દેવસિંહ મઢડાવાલા

કિંમત રૂ. ૧—૮—૦ ટપાલ ખર્ચ જુદું

'કૃતઘ્ની કેશર'ની સુબોધક કથા શિવજીભાઇએ લખી છે. મુનિરાજ શ્રી ચિદાનંદજી મહારાજના માત્ર એક જ વ્યાખ્યાનના શ્રવણથી કેશરબાઇના જીવનનો પલટો કેવી રીતે થાય છે? **ઠરી અવરને ઠાર, એ છે શ્રીજિન આગમ સાર** : એ મુનીશ્રીનાં વચનો કેશરબાઇ પોતાના જીવનમાં કેવી રીતે ઉતારે છે? તેના સમાગમમાં આવનારના મનપર કેશરબાઇની અદ્દભુત અસર શી રીતે થાય છે? જ્ઞાતિ, સંઘ અને દેશની ઉન્નતિ માટે કેશરબાઇ કેવો ભગીરથ પ્રયત્ન કરે છે? અને સત્સંગ, પ્રભુભક્તિ, ભલાઇ તથા કૃતજ્ઞતાના પાઠો કેશરબાઇ પ્રજાને કેવી રીતે શીખવે છે? તે સમજવા માટે '**કૃતઘ્ની**

કેશર' નામનું પુસ્તક એક વખત પ્રત્યેક આત્માર્થી નરનારીએ અવશ્ય વાંચવું. સાધનસંપન્ન નરનારીઓએ એની પ્રભાવના કરવી અને પ્રભુવીરનો સંદેશો ઘરેઘર પહોંચાડવો. પ્રમાદ કરશે તે પસ્તાશે. પુસ્તક ૩૦૦ પૃષ્ઠનું છે, છતાં તેની કિંમત રૂ. ૧–૮–૦ રાખવામાં આવી છે. પુસ્તકનું વાંચન કરીને અનેક સજ્જનોએ ઉત્તમ અભિપ્રાયો આપ્યા છે. તેમાંથી કેટલાક નીચે આપવામાં આવે છેઃ—

## અભિપ્રાયો

૧. મુંબઇથી **'મુંબઇ સમાચાર'ના અધિપતી** તા. ૧૬-૮-૨૯ ના અંકમાં લખે છે કેઃ—

'આ કથા કલ્પીત છતાં બોધક છે......ભાષાનો દંભ કે આડંબર નથી અને ભક્તિ, સત્સંગ પરોપકારવૃત્તિ અને કૃતજ્ઞતાના ગુણોપર ખાસ લક્ષ આપવામાં આવ્યું છે.'

૨. રાણપુરથી **'સૌરાષ્ટ્ર મિત્ર'ના અધિપતી** તા. ૮–૮–૨૯ ના અંકમાં લખે છે કેઃ—

'નવલકથા રસિક છે.........જૈન ધર્મની સુધારણાની દૃષ્ટિએ આ પુસ્તક લખાયું હોવાથી અત્યારના જૈન સમાજના ઉકળેલા વાતાવરણમાં 'મહાવીર સંપ્રદાયના મુનિ'નું પાત્ર કોઇ નૂતન જ ભાવના સર્જી શકશે. આ નવલકથાનાં પહેલાં અઢાર પ્રકરણો તો દરેકે દરેક સમાજસુધારણાના પ્રેમીએ મનન કરવા યોગ્ય છે.

૩. ભાવનગરથી 'આત્માનંદ પ્રકાશ'ના અધિપતિ શ્રાવણ માસના અંકમાં લખે છે કેઃ—

'કરેલા ઉપકારનો બદલો વાળવાની વૃત્તિ, વિવેકબુદ્ધિ, વૈરાગ્ય અને સત્સંગઃ આ ગુણોની જે મનુષ્યોને જરૂર છે, તેને આ ગ્રંથમાંથી અવશ્ય મળી શકે છે.'

# કૃતઘ્ની કેશર.

(સચિત્ર સુબોધક નવલ કથા.)

કિંમત રૂા. ૧-૮-૦

ચાર મહીનામાં
પ્રથમ આવૃત્તિ
ખપી ગઈ છે,
બીજી આવૃત્તિ
સચિત્ર છે.
નામની પ્રતો
સીલીકમાં છે.



સારા કાગળ,
સુંદર છપાઈ,
મજબુત પુંઠું,
પૃષ્ઠ ૩૦૦
આકર્ષક
આઠ
ચિત્રો.

લેખક:-

શાહ શિવજી દેવસિંહ મઢડાવાળા.

પ્રકાશક:-

શિવસદન ગ્રંથમાળા કાર્યાલય, મઢડા-કાઠીયાવાડ.

## શિવસદન ગ્રંથમાળા.

| | | |
|---|---|---|
| ૧ | શિવવિનોદ ભાગ ૧ (કાવ્યો) ... ... | રૂ. ૦-૧૨-૦ |
| ૨ | " " ૨ " ... ... | " ૦-૧૨-૦ |
| ૩ | " " ૩ " ... ... | " ૦-૧[illegible] |
| ૪ | " " ૪ " ... ... | " ૦-૧૨-૦ |
| ૫ | " " ૫ " ... ... | " ૦-૧૨-૦ |
| ૬ | શિવ બોધ ભાગ ૧ (પત્રો) ... ... | " ૦-૧૨-૦ |
| ૭ | " " ૨ " ... ... | " ૦-૧૨-૦ |
| ૮ | શિવ પ્રબોધ ભાગ ૧ (નિબંધો) ... | " ૦-૧૨-૦ |
| ૯ | " " ૨ " ... | " ૦-૧૨-૦ |
| ૧૦ | શિવ વિલાસ (સુવિચારો) ... ... | " ૦-૧૨-૦ |
| ૧૧ | રાગ બોધ (સંગીત) ... ... | " ૦-૫-૦ |
| ૧૨ | વિદ્યાચંદ્ર સુમતિ ભાગ ૧ (સામાજીક સચિત્ર નવલ કથા) (આવૃત્તિ ૧૫) | " ૨-૦-૦ |
| ૧૩ | ભારત ભક્તાનંદ (દેશ ભક્તિના કાવ્યો)... | " ૦-[illegible]-૦ |
| ૧૪ | કૃતઘ્ની કેશર (સચિત્ર નવલ કથા) (આવૃત્તિ બીજી)... | " ૧-૮-૦ |
| ૧૫ | જીવન દાન (પ્રજાકિય અંતરંગ રોગો) ... | " [illegible]-૦ |
| ૧૬ | કુદરતી કાવ્યો ભાગ ૧ (છપાય છે) ... | |
| ૧૭ | શ્રીમદ્‌નો સંદેશો (હવે પછી છપાશે) ... | |

## પુસ્તકો મળવાના ઠેકાણા.

૧ શિવ સદન મુ૦ મઢડા (શીહોર થઇ) કાઠીયાવાડ.
૨ શા. મોહનલાલ રૂગનાથ મુ૦ પાલીતાણા-કાઠીયાવાડ.
૩ શા. કુંવરજી દેવશીની કું૦-હાર્ડવેર મરચંટ.
૧૫૪, લુહાર ચાલ, મુંબઇ નં. ૨.—ટેલીફોન નં. ૨૫૬૭૫

This Title Ptd. at Krishna Ptg. Press, Mangaldas Rd, Bombay 2.